# ભાઇ કે કસાઇ?

## એક પારસી સંસારી વારતા.

(ઇંગ્રેજી ઉપરથી)

**બનાવનાર--મી૰ બહેમનજી ન. કાબરાજી.**

પ્રગટ કરનાર—મી૰ દીનશાહ એદલજી કરકરીઆ ઢોંગ-સોંગ
ચોપાન્યાનાં માલેક અને અધીપતી તથા ઢોંગ-સોંગ વાર્તામાળા
નંબર વન-નંબર ટુ-વાર્તામાળા, વીસ લાખનો વારસો,
લફંગો લવજી, સમરકંદનો શાહજાદો અને હેરાત
શેહરની હુસ્નબાનું, ઓરત, જીવપર જોરાવરી,
વિગેરેના પ્રગટ કર્તા,




આ પુસ્તક મી૰ બહેમનજી નવરોજજી કાબરાજીએ ફ્રીયર રોડ.
કોટ, મુબઇથી લખ્યું છે, અને મી૰ દીનશાહ એદલજી કરકરીઆએ
મુંબઇ, ગ્રાંટરોડ, ત્રીભોવનદાસ બીલડીંગ માણેક પ્રિન્ટીગ પ્રેસમાં
પોતાને માટે છાપી ત્યાંથીજ પ્રગટ કર્યું છે.

(૧૯૧૬.)

# દીબાચો.

હજી તો છેલ્લા સપટેમ્બર માસમાં–પારસી નઓરોઝનાં પ્રસંગોપાત ટાંકણે–મેં "ઓરત!"ની વારતા સાથે માહરાં હજારો શોકીન વાંચનારાં મેહરબાંનોની મીલાકાત કરી છે, અને તેની લગોલગ પખવાડે, એટલા ટુંક અરસામાં, આ એક નવીન પુસ્તક–ન્હાની પારસી સંસારી વારતા–સાથે ફરીને એવોજ એક જાહેરમાં દેખાવ કરી શકવા વાસ્તે હું ખુશી છું. એ પેલા નવા ઉગી નિકળેલા "પારસી મેકમીલન"–જાણીતાં "ડૌંગ–સોંગ"ના પરવરતાવનાર–સાહસીક મી૦ દીનશાહ કરકરયાની હદ વગરની ઉલટના પ્રતાપ છે, અને એમના એ સ્તુત્ય ઉમંગનો હું ચાહક ને વખાંણનાર છું. ખરૂં છે કે આશરા વગર સાસરાં થતાં નથી, અને દીનશાહજી નામદારે જે ફકત છ મહીનામાં ત્રણ ત્રણ નૉવેલોના હક ખરીદી, તે ગુજરાતી વાંચનારી આલમની સેવાને સપુર્દ કરી છે, તો મને માનવાને ઘણું કારણ છે કે મી૦ કરકરયા પોતાનું ગજવું બી સાથોસાથ સારી રીતે ગરમ કરતા રહેલા હોવાજ જોઇએ; પણ, તેમ છતાં, એ બધું પુરતા સાહાસ, ઉમંગ અને હીંમત વના થતું નથી, એટલે હું એ ભાઇને, એમની એ ઉલટ વાસ્તે, ઘણી ખુશીથી મુબારકબાદી આપું છું.

વળી મને એ ઉલટનાં હેઠાંણમાં જે વિશેષતાથી ગમ્યુ છે તે એમનો ટેસ્ટ છે. એ ત્રણ ભાઇ ખરેખરજ, કાંઇ પણ દોહરૂં કરયા વના, પોતાના સાહાસમાં ઘણા સંભાલભરયા થઇ તેમજ અચ્છા ટેસ્ટથી કામ લઇ જાંણે છે, કે જેનો મુસ્તરીમ

પુરાવો આ નાનકડું ફાંકડું નૉવેલ છે. એની છપાઇની સફાઇ અને સુઘડતા, ઉંચાં કાગળો વાપરવાનો એમનો લોભ, અને તેવાંજ ઉંચાં કવરોનું "ગૅટ અપ" વિગેરે એ ભાઇની એ વાતની તારીફલાયક નામનાનોજ એક નમુનો છે, અને ત્યારે એવા એક ફીસબી પબ્લીશર હસ્તક માહરાં પુસ્તકો માહરી ચાલુ સાદી સીરીઝથી તદ્દન ઉલટી રવેસે તૈયાર થયલાં બાહેર પડે છે તે વાસ્તે માહરે દીલગીર થવા કે ફરયાદ કરવાનું ઝાઝું રેહતું નથી એ ઉપરાંત ખુદ વારતાઓની પસંદગીનો એ બીરાદરનો ટેસ્ટ પણ આપણે તેટલોજ વખાંણી શકશું, કેમજે ગયા સપટેમ્બરમાં 'ઓરત" ની વારતા પ્રસિદ્ધ કરવા પછી એ ચહુરથે ભાઇ પીજામની એક જોરાવર વારતા પ્રગટ કરી, અને તેની લગોલગ પછાડ આ "ભાઈ કે કસાઇ?' રજુ થવા પામે છે.

એ માહરી વારતા સુપ્રસિધ્ધ "પારસી" પેપર આગળ જ્યારે અઠવાડીક નિકળતું હતું ત્યારે તેની કૉલમ માટે મેં ખાસ લખી હતી, અને માહરી વારતાઓના સંબંધમાં દયાળુ ખુદાની બક્ષેસથી જે એક ખુશનસીબી ભોગવવાનું મને માન છે તેની હરોલમાં એ વારતા તે વખતે લોકોને ઘણી ગમેલી મને યાદ છે, એટલે તેજ પાછી આ નવીન લેબાશમાં પ્રગટ થતાં વાંચનારાં સાહેબોને કોઇ પણ રીતે નાઉમેદ કરનારી પુરવાર થવાની મને કશી ફકર રેહતી નથી. વારતા સાદી અને સંસારી, બીલકુલ અક્કલમા બેસતા આવતા બનાવો પર રચાયલી છે. એ, માહરી સઘળી પારસી સંસારી વારતાઓ મુજબ, ઇંગ્રેજી પરથીજ ઉપજાવેલી છે, અને "પારસી સંસારી વારતાઓ"ને નામે (માનભરેલા અપવાદો બાદ કરતાં) પારસી સંસારનું લાઇબલજ

કહી શકાય એવા અસંભવીત અને સ્ટુપીડ બનાવોનો જે ખીચડો આપણી આસપાસ અવારનવાર ઉભાઇ જાય છે તેવી જાતનાં દુષણથી આ વારતા બચેલી માલુમ પડશે એમ માનવાની મને હીંમત થાય છે.

અને પોતાની તરફના એક દીબાચામાં માહરા કાબેલ મિત્ર ભાઇ રૂસતમ મસાની એમ. એ. એમજ કાંઇક કહે છે, જે માહરી ખુશાલી છે હું એ જાતના આપણા દોસ્તોએ લખેલા દીબાચાઓમાં મુતલગ માનવાવાલો નથી. એ દીબાચાઓની જરૂરજ હું ના પાડું છું, કેમજે ઘણું કરીને તો એ જાતના દીબાચાઓમાં "Save me from my friends!" જેવી અતિસ્યોકતીથી જ્યાદા કાંઇજ જોઇ શકાતું નથી; પણ આ દીનશાહ કરકરીઆ બીરાદર સમજ્યા નહીં, ને એ વાતની એમની એટલી મોટી ઉલટમાં એમને નાઉમેદ કરવા હું પોતે માહરાં મનને સમજાવી શક્યો નહીં. એમ છતાં જ્યારે એવા એક પરભાડા ને પરાયા દીબાચા માટે હું એકમત થયો ત્યારે મેં દીનશાહજી નામદાર સાથે મત કરીને પસંદગી એક એવા મિત્રની કરી કે જેમનાં દીલની સાદાઇ અને સચ્ચાઇ માટે હું વરસોથી ઘણું મોટું માન ધરાઉંછું. તે આપણા ધુંધી મ્યુનીસિપલ સેક્રેટરી ભાઈ રૂસતમ છે. એ ભાઇની "To call a spade a spade" વાલી રાજનિતી મેં આ આગમચ ઘણી જોઇ છે ને ઘણી વખાંણી છે, અને જ્યારે એ મેહરબાન ભાઇને મેં માહરી વારતા એમની સીફારસ યા અભિપ્રાય માટે પાસ કરી ત્યારે એમનાં જોગાં માહરાં પત્રમાં મેં વિનયપુર્વક ઘણો ભાર નાંખીને એજ માંગી લીધેલું છે કે મીઠું મીઠું પીરસીને મને "ભીખાજી" નહી કરતાં વારતાની જે ખામી હોય તે એ મેહરબાંને મોકળે મને, પોતાના પ્રમાણીક ટીકાઓ સમેત, વાંચ-

નારાં સાહેબોને કહી સંભળાવવી; અને-વૅલ-અને એવણે જે કહયું છે તે મેં વાંચ્યું છે, ને વાંચીને તે એમનું એમ, એક અક્ષર માત્ર પણ ફેરવ્યા વગર, એ માહરા કાબેલ અને ભારી રોકાંણવાલા ભલા મિત્રને થએલી હદ વગરની તસ્દી માટે જાજા ઉપકાર માનતાં, હું, વાંચનારાં સાહેબો, અત્રે તમને પાસ કરૂં છું. ભાઇ રૂસ્તમે મહારી વારતાની જે ખામીઓ બનાવી છે તે ખરેખરી કાબેલ્યતભરી છે, પણ મને ભય છે કે એક બે ઠેકાણે એ બીરાદર પોતે થોડીક ભુલ કરે છે, જે આ પુસ્તકને લગતા "ફુરસદ"ના અભિપ્રાયમાં બતાવા તેમજ સમજાવવાની કદાપી રજા લેવામાં આવશે. અહીં મોકો નથી. દોસ્તોની તરફની પ્રસતાવના —જો હોવીજ જોઇએ તો—આ કીસમની થવી જોઇએ, જેમાં ખાંડીમુડીની લખનારની વખાંણનાં બેઅંદાજ ગીતડાં લલકારવાને બદલે તેની ખામીઓ સંપુર્ણ મિત્રભાવથી બતાવવામાં આવે; ને તે પ્રમાણીક પ્રકારનો માહરા એ માનવંત મિત્રનો માહરાં પુસ્તકનો આ ટુંક "રીવ્યુ" હું ઘણો વખાણું છું.

છેલ્લે, આ પુસ્તક હું માહરા એક પુત્ર સમાન પ્યારા ભાણેજની અશો યાદને અર્પણ કરવાની ગમગીનીભરી તક હાથ કરૂં છું. એ ભાઇએ પોતાનાં જૈફ વીધવા માતા, નઓજવાંન મોહરદાર અને ફકત આંઠજ દિવસના બાળકબેટા ઉપરાંત ભાઈ બેહેનોનાં એક મોટાં પરીવાર મંડળને શોકાગ્નિમાં ગીરફતાર કરી, ગયેજ મહીને, ફકત ૪૨ વરસની ભર જવાંન વયે એક ખરાંજ નેકીભરયાં જીવણ પછી ઉતાવળો સ્વર્ગવાસ સોહોધ્યો છે. એ માહરાં પુસ્તકો, ચોપાંન્યાંઓ અને નાટકો વિગેરેનો એક સૌથી મોટો ઉત્સાહી ચાહક અને વખાંણનાર હતો, અને માહરાં સુખે તેમજ દુખે એક બાજુ સમાન માહરે હામી હતો. ખુદા એને સ્વર્ગનું ઉત્તમાતમ સુખ બખ્શો!

**બ. ન. કાબરાજી,**
રચનાર.

માર્ચ, ૧૯૧૬.

# અર્પણ.

માહરા પોતાના પુત્ર સમ પ્યારો ભાણેજ

અર્દીર

**ભાઇ અરદેશર હોરમજજી પ્રીન્ટર,**

જેણે મને પીતા સમાન પુજ્ય પ્રીદાગીરીનું એક પુત્ર-
નાજ ભક્તીભાવનું ઘણુંજ સાચાં હેતથી
સદા માન આપ્યું છે,

તેનાં ૪૨ વરસની ભરજવાંન વયે, ગઈ તા૦ ૧૧ મી
ફેબરવારી સને ૧૯૧૬ ના સુકરવારની સીતમકારક
સહાંજે થયલાં અકાળ મરણને વાસ્તેના માહરા
હદ વગરના અફસોસ વચ્ચે,

**તેનાં વાહલાં નામની અશો યાદને**

આ માહરૂં નાહનું પુસ્તક

**હું હજારો હેતથી અર્પણ કરૂં છું.**

બ. ન. કાબરાજી.

# પ્રસ્તાવના.

પારસી ગુજરાતી સાહિત્યમાં આ એક નવું કૌતક વધ્યું જાય છે તે દીઠું? દેશ ખાઇને દરવાજા ખાંધે બાંધી ચુકેલા લેખક બિરાદરોને પણ ગામમાં પેસવા માટે એકાદ "પાસપોર્ટ" જોઇયે છે! મી. બહમનજી કાબરાજી જેવા વાર્તાનું મેદાન ઢુંડી મારનાર, મરદ તેમજ ઓરતની બનેલી, ગંજાવર ફોજના કલમ-કશ કપટાન પણ આ "ઇન્ફ્લુએનઝા" ના સપાટામાં આવી ગયા તેથી મને ઘણી અજાયબી ઉપજી; પણ બહમનજી બા કહે કે 'હું શું કરૂં?' મેં તો આજ દીન સુધી એ કિસમનાં 'ઓળખાણ પત્ર'નો લોભ ધરાવ્યો હતો નહિ, મગર આ મારી વાર્તાના પ્રગટકર્તાને તો એ 'ફાશિન'ની એવી મોહિની લાગી છે કે તમારે કાંઇ બી કરીને મારી આ નવલકથા માટે એક દિબાચો લખવોજ જોઇશે! એટલુંજ માગી લેવાનું કે સાહીના ખડિયાને બદલે સામે 'બટર પૉટ' મેળીને લખવા બેસતા ના!"

ત્યારે હવે મી. દીનશાહ કરકરયા જેવા આપણા "મેકમીલન" સાહેબને નાશિપાસ તે કેમ કરાય? લેખક ભાઇઓની જંજાળ ઓછી કરે એવું જે હિતકારી કામ એ સાહસિક ભાઇએ માથે ઉઠાવ્યું છે તેમાં એમને જેટલું ઉત્તેજન આપી શકાય તેટલું આપ-વાની વાંચક વર્ગની તેમજ લેખક વર્ગની ફરજ છે પારસી ગ્રંથ-કારો માટે આ એક મુશ્કેલીની બિના હતી કે આજ દિન સુધી ઉત્સાહી "પબલીશરો"ની ગેરહાજરીમાં તેમને પોતેજ પોતાનાં પુસ્તકો છાપી પ્રસિદ્ધ કરવાં પડતાં હતાં, અને તે કામ પાછળ પુસ્તક રચવા જેટલી બલ્કે તેથી પણ વધુ મેહેનત કરવી પડતી હતી. મી૦ કરકરયાએ આ જંજાળભર્યું કામ પોતાને માથે

ઉઠાવી લઇને લેખકોને પોતાનાં લખાણો પાછળજ મથ્યા રેહે-વાની સગવડ કરી આપી છે, એટલુંજ નહિ પણ લેખક તરીકેની તેમની પ્રતિષ્ઠા જાગવી તેમનું સ્વમાન સાચવવાની જોગવાઇ પણ કરી આપી છે. એટલામાટે એવા એમના ઉપયોગી સાહાસનો વિચાર કરતાં, હયાત લેખકોની નવલકથાનાં પુસ્તકોના દિબાચાઓ લખવા બાબે મારા જે કાંઇ અગત વિચારો હોય તે બાજુએ મેલીને, આ પ્રસ્તાવના લખવાને મે મારી અદના કલમ હાથમાં લીધી છે.

ચાલો ત્યારે, એ રીતે કૌતક નંબર પેહેલાનું સંતોષ કારક સેવટ આવી ગયું. હવે કૌતક નંબર બીજું જુવો! સાહિત્યનાં ચમનમાં પ્રવેશ કરવા માટે એક ચેલો પોતાના ગુરૂનું બારણું ઠોકી, તેના ચરણે પોતાની બુધ્ધિનું ફુલ મેલીને તે ઉપર ગુરૂજીના આશિષ માગે એ સ્વભાવિક છે, પણ ગુરૂજી ચેલાને બાર જાય, એ એક કૌતક નહિ તો બીજુ શું? આથી ચેલાજી મગજનું સમતોલપણુ ગુમાવીને પોતાની પરીક્ષક બુદ્ધિ દેખાડવા માટે એકાદ માઇક્રોસ્કોપ લાવીને કાંટાનું કટેસર કરી નાખે તો સ્વામીજી મોટું મન રાખી દરગુજર કરશે.

હું નાનો નિશાળ્યો હતો ત્યારે મી૦ બહમનજી કાબ-રાજીની "કાવલાની કાહાણી" અને "શીરીનનાં સંકટો"ની દિલ ધમધમાવનારી વાર્તાઓ હોંસેહોંસે વાંચતો. ત્યાર બાદ મી૦ કાબરાજીએ સંખ્યાબંધ નવલકથાઓ લખી છે, અને એમનાં "ફુરસદ" તથા "નવરાસ"નાં વાંચકો ઉપરાંત આપણાં વર્ત-માનપત્રોના બોહોળા વાંચક-વર્ગ વચ્ચે પણ એમની વાર્તાઓ એટલી બધી લોકપ્રિય થઇ પડી છે કે એમની એક કુશળ વાર્તાનવેશ તરીકે સિફત ગાવાની કશી બી જરૂર રહી નથી

એટલામાટે આજે આપણે ફકત "ભાઇ કે કસાઇ?"નાં દાસ્તાનનીજ એક ઉડતી તપાસ લઇયે.

મીં૦ કાબરાજીની રસમય વાર્તામાળામાં દમામદાર જગ્યા રોકે એવી તો આ કથા છેજ નહિ, અને તે માટે તેવો કશો દાવો પણ કરવામાં આવ્યો નથી. આ તો એક પારસી સંસારનું સાદું ચિત્ર છે, અને તે કર્તાની હમેશની ચિત્રવિચિત્ર ઇબારતની પીંછીથી દોરવામાં આવ્યું છે. એ ઇબારત જેટલી જોરાવર અને જુસ્સાવાલી તેટલી સુંદર અને દિલચશ્પ છે, ઘણીકવાર ભાઇ બહમનજીનાં લખાણો વાંચતાં મને રંગીલી ફારસી ભાષા વાંચતો હોવું તેટલી ગમત મળી છે; પણ વળી એમની એ ભાષા બીજા પારસી ગ્રંથકારોની લેખનપદ્ધતિની માફક પેલા હિંદુ ભાઇઓને કાંઇક ગભરાવી મારે તેવી છે ખરી. જોડણીના નિયમોને તે જગેજગ મચક આપતી નથી અને ઇંગ્રેજી તથા ફારસી ઢબની વાકયરચના તરફની કર્તાની ભાવનાનો ઠેકાણે ઠેકાણે ખ્યાલ આપે છે. મગર પારસી કાનને તે માફક આવી રહેલી છે, અને વળી પુરતી પસંદગી પામી ચુકી છે. આથી વરસો થયાં કર્તા તેને એક સરખી રીતે એવા બાઝી રહયા છે કે એમની એ ભાષા શૈલી જાણે એમની પોતાની થઇ પડી છે અને એમનાં કેટલાંક "મેનરીઝમ"થીજ તમો એમનાં કોઇ પણ પુસ્તકના થોડાક ફકરા વાંચતાંજ, લેખકનું નામ જાણ્યા વગર. કહી શકો કે આ તો બહમનજી કાબરાજીનું લખાણ છે.

આ વાર્તામાં એક સંગદિલ સખ્સ પોતાના સગા ભાઇ તરફ જે કાળો કેહેર બતાવે છે તે સાથે તેમનાં ફરજંદોનાં હૈયાંમાં વસેલી મિનોઇ મેહેર દોરંગી દુનિયાનો એક એવો ચમત્કારિક ખેલ રજુ કરે છે, તથા આખી કથામાં તે કિરતારની મારી અને માયાની એવી રેલછેલ થતી જોવામાં આવે છે કે

વાંચનારનું દિલ આ દગા ફટકાની દુનિયાના અનેક દુઃખદાયક દેખાવો વચ્ચે નાજુક લાગણીઓથી ઉભાતું રહે છે, તથા તેને મોજ સાથે ચાલુ ચાનક મળતી રહે છે. પણ સબર! વાર્તાનો નાયક બજી કઇ સદીમાં ધરતી ધ્રુજાવી ગયો તેનો આપણને પત્તો મળતો નથી. દેખીતી રીતે તે એક એવા જમાનામાં હસ્તી ભોગવી ગયલો હોવો જોઇયે કે જ્યારે એક પારસીને પોતાનું વિલ કરીને પોતાની દોલત જેને ગમે તેને આપી જવાની સત્તા હશે નહિ આ નહિ જણાયલા જમાનામાં જો એક સખ્શને ઓરત કે ફરજંદ નહિ હોય તો તેની માલ મિલકત ઉપર તેના ભાઇનો તથા તેનાં બચ્ચાંઓનો હક પુગતો હતો, અને તેથી બજી બાપડાને ઘરડે ઘડપણ લગન કરીને વરસ વેચવાં પડયાં હતાં! પરંતુ કર્તા તો એ લાયફીનાં બારિયાંને છેક આપણી નજદીકના જમાનામાં ઘસડી લાવ્યા છે, કારણ વાર્તાનો પડદો તારદેવ, વરલીનાં દરિયાને મુખડે આવેલી પારસી "યુનિયન કલબ"માં ઉંચકાય છે, કે જ્યાં એ બજીના જુગારી લખના દિવાળ્યા જાંગલા ભાઇ મેહેલ્લી સાથે આપણને કર્તા પિછાન કરાવે છે. એ રીતે ત્યારે બજીના કસાઇ દોરની વખતે મુંબઇની અતરાફ ફરી વળેલા દરિયાની સારી જેવી પુરણી થઇ ચુકી હતી, અને પાયધુણી તરફ ધસી આવતાં પાણીને વરલી તથા ચોપાટી તરફ રોકી રાખવામાં આવ્યાં હતાં. એ જમાનામાં તો લોક વિલ કરી જાણતું હતું એટલુંજ નહિ પણ બનાવટી વસિયતનામાંની કળા પણ શીખી ચુકયું હતું!

તમામ કિસ્સાનો પાયો આજ એક અનુમાન ઉપર રચાયો છે કે જો બજી ફરજંદ વગર ટાંકો ગડી કરે તો તેની ખાતાં ખુટે નહીં એવી દોલત તેના લટપટ ભાઇને મળે, અને રખેને એવા

એક ભાઇના હાથમાં પોતાની પુંજી અકારટ જાય એવી બ્હીકનો માર્યો તે કપટ-ઘેલો ઘરડો એક નહિ પણ બબે વાર પરણે છે, પોતાના વારસ બેટા ઉપર જીવજાન કહાડી આપતો હતો તો પણ તે દીકરાને મેહેલ્લીની દીકરી સાથે પરણવાની રજા આપતો નથી, અને ત્યારેજ તે સગાઇને બહાલી આપે છે કે જ્યારે તેને જણાવવામાં આવે છે કે જો તે હા નહિ ભણશે તો તેનાં બીજી વારનાં લગન કાયદાસર નહિ હતાં એવું ભોપાળું બહાર પાડવામાં આવશે, તેનો એક પુરો બેટો ગેરકાયદેસર ફરજંદ ગણાવાથી તેનો હકદાર વારસ નહિ ઠરગે, અને આખરે મેહેલ્લી તથા તેનાં ફરજંદોજ તેની તમામ દોલતનાં વારસ થશે! કર્તા કહે છે કે "આ તો એક એવી વાત હતી કે એક પોરયું બી સમજી શકે." "એ તો તેજ થતું હતું કે જે અટકાવવા તે એ લગન સામે અત્યાર તક અજબ જેવી બજીદાઇથી આંખ આડા કાન કરી બેઠો હતો.' પોતાનુ વિલ કરીને જેને ગમે તેને યા મનને ભાવતી સખાવતમાં પોતાની અસ્કયામત આપી જવાને જેમ તેને હક હતો નહિ, તેમ તેવું કશું કરવાનો તે આજેજ થયલા હરામીને વિચાર વટિક આવ્યો નહિ! મગર ચાલો. આ ઉખ્યાણું ઉકેલાવવાને ભેજાંને ઝાઝી તસ્દી આપવાની કશી જરૂર નથી. આંખને ઉડી વળગે એવી એક ઇમારત નિહાળતાં કોણ વિચાર કરવાને થોભે છે કે એના પાયામાં લાઇમ કોનક્રીટ વાપરી છે કે સિમેન્ત કોનક્રીટ?

મેહેલ્લીનું પાત્ર ચિતારવામાં કર્તાએ ઘણી ખુબી બતાવી છે આજે કાંઇએક જવાન્યાઓની જવાની મેહેલ્લી બારિસ્ટરની માફક મોજ શોખમાં ખરાબ થાય છે, પણ તેમ વળી તેમની મદદે ધાઇને તેમની દસ્તગીરી કરવા માટે તે કરીમે કારસાજે

નાજુક ફિરેસ્તાઓ પણ નિર્માણ કરેલા હોય છે. તે સાહેબની કુદરતમાં જેમ ભોંયે પડેલું ઇનસાન સદા ભોંયે પડી સબડતું નથી, તેમ રાસ્તીની રાહ ભુલેલા અભાગ્યા માણસનું કરમ સદા ફુટેલું રેહેતું નથી. એવા રસ્તો ચુંકલા, ભાનભુલા મરદોની રાહનુમાઇ માટે જે માયાવંત અબળાઓની કુદરતે નવાજેશ કીધી છે તેમની ફિરેસ્તાઇ અસર હેઠળ તેઓ પાછા નેકીની રાહ ઉપર ચાલતા થાય છે. એ ફિરેસ્તાઓની સિફતમાં જેટલું બોલો તેટલું ઓછું છે. કર્તા લખે છે તેમ આપણે દુવા ગુજારીશું કે ખુદા એ સંસારના ફિરેસ્તાઓની બોલબોલા કરો!

સદગુણના સુવાસથી તો સૌ કોઇનાં દિલ ખેંચાય, પણ દુર્ગુણની દરિદ્રતામાં જે કોઇ તમારો હાથ પકડી તમારો રાહબર થાય તેજ ખરો ફરેસ્તો! આ વાર્તામાં એવો એક ફરેસ્તો દેખાવ દે છે, અને તે મીઠાં છે. બહમનજીઆની ઘરડી કલમ, એમનાજ માનીતા શબ્દોમાં બોલું તો, આ "મીઠી મધુરી" ઉપર કુરબાન છે, અને તેણી એ જાનફેશાનીને રગેરગ લાયક પુરવાર થાય છે. પણ તેણી મેહેલ્લી ઉપર પહેલી નજરેજ મોહી પડે છે, અને તેની વાંધાભરી જીંદગી વિષે વાકેફગાર બનેલી હોવા છતાં, તે વિષે કશી તેહેકીક કર્યા વગર કે તેનાં સારાં ખમારની કશી પણ સાબેતી મેળવ્યા આગમજ, એકદમ તેને પરણીને સુધારી નાખવાને તૈયાર થાય છે, તે તેના જેવી સ્યાણી અને ડાવકી અબળા માટે કાંઇક અસંભવિત લાગે છે અલબતાં, કુદરતની કરામત ન્યારી છે. પેહેલી નજરની ફિદાગીરીનાં દાસ્તાનોથી કોણ અજાણ છે? મેહેલ્લી તરફ મીઠાં તેને જોતાને વારજ ખેંચાય છે તે ખેંચાણમાં અકુદરતી કે અસંભવિત કશું નથી, પણ મેહેલ્લીનાં વાંધાભર્યાં વર્તણુથી માહિતગાર હોવા છતાં, તેના સુધરવાની કશી પણ ખાતરી કર્યા વગર તેની સાથે પરણવા

તેણી તૈયાર થાય, એ કસાઇને ઘેર ગાય ચાલી જતી હોય તેવું લાગે છે. કોઇ ઉછાછલી, ચક્રમ છોકરી એમ કુવામાં પડવા આંખ મિચીને તૈયાર થાય તે જુદી વાત છે, પણ મીઠાં જેવી સમજદાર અબળા મેહેલ્લીની કાઇક વધું તપાસ લઇને, તે કેટલી હદ સુધી ખરાબીની ખાહીમાં ગબડી પડયો છે તેનો ખ્યાલ કરીને, અને તેનાં રૂડાં ખમીરની કાંઇક તપાસ લીધા પછી, તેને પરણીને સુધારવાના રૂડા ઠરાવ ઉપર આવતે તો તે વધારે યોગ્ય થઇ પડતે, અને તેથી વાંચનારી કુમારિકાઓનાં મગજ ઉપર વધુ બેહેતર છાપ પાડી શકાતે, એવું સેવકનું અદના મત છે. મગર આ મુદ્દામાં ઝાઝો દમ નથી. જો નવલ કથામાં કાંઇક અસાધારણ નહિ હોય, તો નવલ કથા કહેવાયજ કેમ ?

ચાલો, ત્યારે આપણે કાંઇ પ્રુફ-રીડર નથી કે આ કોમા ઉલટાવી કેમ નાખી, આ પુર્ણવિરામને બદલે અર્ધવિરામ કેમ નહિ મુકી, યાતો એક ફકરાને બીજા ફકરા સાથે કેમ જોડી નહિ નાખ્યો અથવા તો આ બે લીટીઓ વચ્ચે વધતી ઓછી જગ્યા કેમ નહિ રાખી, એવા મહાભારત સવાલોથી બાપડા ગ્રંથકારને થથરાવી નાખિયે ! રતઇ બાપડી પોતાનાં માતપિતાની મુર્ખાઇ તથા કુચાલને લીધે અનાડી રહી ગઈ તેથી તેણીના તરફ આપણો તિરસ્કાર ખેંચવાને બદલે આપણી • દિલસોજી ઉશ્કેરવામાં આવતે તે બેહેતર થતે કે કેમ, અથવા તો વાર્તાનું સેવટ લાવતાં તેણીને અને દોલુ દુધપાંઉને જે રીતે સદંતર વીસારી મેળ્યાં, કહો કે ઓવારનિવાર કીધાં તે એક નજર ચુક છે કે કેમ, એવા નજીવા મુદ્દા ઉભા કરવાને બદલે આપણને તો જે જોવાનુ છે તે એ કે વાર્તાની મૂળ મકસદ તેના બાહોશ કર્તાએ કેવી રીતે પાર ઉતારી છે.

આ હેતુ એક કસાઇ ભાઇના કપટી ખવાસનો ચિતાર આપવાનો હતો, અને તેમાં કરવૈયા કર્તાની કિસબી કલમે પુરેપુરી ફતેહ મેળવી છે. વેરભાવ અને કપટથી એક માણસ પોતાને ભુલી જઇને દેખતી આંખે આંધળો બની, પોતાની ઇનસાનિયત ગુમાવી બેસી, જુસ્સાનો ગુલામ બની, પોતે દુખી થઇ બીજાંઓની આસપાસ દુખનાં સિહા વાદળો ઉભાં કરે છે, તેનો અનુભવ થોડો કે ઘણો આ સંસારમાં કોણ નથી મેળવતું ? રોજની જીંદગીમાં એવા અનેક દાખલાઓ બનતા રહે છે, અને તેનું આબેહુબ ચિત્ર આપણે બજી દાવરમાં જોઇયે છિયે. એવા એક કસાઇ ભાઇની કસરેવજીથી કમકમતી વેળાએ, તે બજીદાઇનાં સ્વરૂપની હસદખોર મમત ઉપર ફીટકાર નાખતી વેળાએ આપણે વાંચકો ભુલી જઇયે છિયે કે બજી જે જાતનો કેહેર આ વાર્તાની રંગભુમી ઉપર વરસાવે છે તેવાજ યા તે કરતાં કાંઇક ઓછા કે કાંઇક વધુ કાળાં કેહેરની ચેહમાં સેંકડો ઇનસાનોનાં હૈયાં આ સંસારમાં બળી જળીને ખાક રાખ થાય છે. ઘણા એ એવા જીવતા જાગતા, નાના મોટા, કદરબિહામણા કસાઇઓ આ વાર્તા વાંચે, પોતાની કદરૂપી છબી એ ચિત્રમાં નિહાળે અને તેથી ખરાં દિલથી કમકમીને પોતાની સિકલ ફેરવે, અને વાર્તાની નેમ પુરેપુરી બર આવે, એવું આપણે ખરાં દિલથી ઇચ્છીશું.

૨૯ મી ફેબ્રુઆરિ ૧૯૧૬. **રૂસ્તમ મસાની.**

---

# સાહીત્યના સોખીનો માટે બનતો બાગ!



નાડુની શિરૂઆતથી મોટાં કામો થતાં વીલંબ લાગતો નથી એ જાણીતી વાત છે. આજે વાંચનારના હાથમાં મેલવામાં આવેલી વાર્તાની ચોપડી એ જાતનાં પુસ્તકો વચ્ચે લગભગ તેની ઉચ્ચાઇનાં તખકેજ આવી પુગેલી માલુમ પડશે.

માહરી આગલી પ્રગટ થઇ ગયલી વાર્તાઓ રૉયલ ૧૬ પેજ સાઇઝની હતી તે મેં બદલી ક્રાઉન ૧૬ પેજ સાઇઝની આ ટીપટૉપ 'ગૅટ-અપ' સાથની તદન નવી ફૅશનની અને હાથમાં પકડે તો હાથ શોભી રેહે એવી બનાવી છે, જે લોકોને ગમશે, ને હું માનુછ કે ઘણી ગમશે. મહારા અનુભવે શીખવ્યું છે કે જેટલો વાર્તાનો માવો સારો હોય તેટલો બાહેરનો ગૅટ-અપ (ચોપડીની બનાવત) રેહેવી જોઇએ. વાર્તા લખનારે લીધેલી મેહનત તરફ જોતાં તે પસંદગીના ઉંચા ટેસ્ટને જેબ આપે એવી કીસમની તેની બાંધણી ઉપરાંત છપાઇ સાથે દરેક રીતે ચોપડી ઘણી શોભાયમાન બનવી જોઇએં એવું મહારૂં પ્રમાણીક મત છે.

અને વ્રારતાની પસંદગી તેમજ ચોપડીનો ગૅટ-અપ ઉંચો રાખ્યો છે તો વળી તેવાજ એક વીદવાન ગ્રહસ્થ પાસે તેની ખુબી ખામીની એક પ્રસ્તાવના લખાવવાનો પણ મેં લોભ ધરાવ્યો છે. એ મને પોતાને ઘણું પસંદ પડતું હોવાથી વાર્તા ખરીદતી વખતેજ મેં મી૦ કાબરાજી પાસે માંગી લીધું હતું કે આ વાર્તાની પ્રસ્તાવના તેવાજ કોઇ વીદવાન ગ્રહસ્થ પાસે લખાવવી, અને એ ઇચ્છા પ્રમાણે મુંબઇ મ્યુનીસિપાલીટીના બાહોસ સેકરેટરી મી૦ રૂસ્તમ પી. મસાની, એમ.

એ. એ પોતાનો સ્વતંત્ર ખુલાસો લખીને પ્રસ્તાવના તરીકે પ્રગટ કર્યો છે. ખરેખર તો એ બાહોસ સેકરેટરી સાહેબની મુલાકાતનું મને હજી માન મલ્યું નથી, પણ માહરાં કામની વાજબી પ્રસંસા એઓ સાહેબે જે કરી છે તેજ ધોરણપર "પારસી મેકમીલન"નાં શુભ કામનો પાયો મેં આગમજથી રચી રાખ્યો હતો. માહરી નેમ લેખકોનું સ્વમાન સાચવવા સાથ તેઓની ઉંચ શક્તીનાં રૂડાં પરીણામો ચોપડીના આકારમાં લાંબાં વખત સુધી જલવાઇ રેહેવા પામે, ને લાઇબ્રેરીઓ તેમજ બીજાં પુસ્તકાળયોમાં લખનાર અને પ્રગટ કરનારનાં કામોની યાદ ઉધરતી ઓલાદ માટે સચવાયલી રહે એજ હતી અને છે.

ધંધાદારી નીયમે જોતાં લેખક, વાંચક વર્ગ અને પ્રગટ કરનાર એ ત્રણેના લાભનું આ કામ છે, જે મેં ખુશી સાથે ઉપાડી લીધું છે. માહરા આ સાહસ માટે મી૦ પીજામની નૉવેલ "જીવપર જોરાવરી" મેં છેલ્લી પ્રગટ કરી ત્યારે મી૦ પીજામ ઘણા ખુશી થઇ સંતોષ પામ્યા હતા જે માહરાં કામની વાજબી કદર કરવા બરાબર મેં માની લીધું હતું. વળી ભાઇ પીજામનાં પુસ્તકમાં એ ભાઇને મલેલો સંતોષ જોઇ શેઠ જાંહાગીર બે. મરઝબાને પણ પોતાની એક બીજી સરસ વાર્તાની ચોપડી પ્રગટ કરવા મને આપી છે, જે થોડા વખતમાં બાહર પડશે.

ભાઇ બહમનજી કાબરાજીની આ સાથે મેં બે વાર્તા પ્રગટ કીધી છે. 'ઓરત' નામની વાર્તા અંગ્રેજી સંસારની હતી, જ્યારે આ વાર્તા "ભાઈ કે કસાઇ" પારસી સંસારને બંધ બેસ્તી છે. વાર્તા એવણે લખેલા સંગ્રહમાંથી મેં માહરા ટેસ્ટથી ચુંટી કાહડેલી છે, અને એક સીલેકશન મને પોતાને જ્યાં સુધી પસંદ પડતું મલતું નથી ત્યાં સુધી હું તે વાર્તા છાપીને તેના

મોટા જોખમમાં પડવાનું વાજબી ધારતો નથી, જે માટેનો ઇસારો ભાઇ બહમનજી કાબરાજીએ પોતાના દીબાચામાં લખેલો પુરતો છે. એ આગેવાન વાર્તા લખનારા સાહેબોની માહરી સાથની ભાઇબંધી ઘણી મીત્રાચારીભરી છે એ ખુશી થવા જેવી વાત છે, અને તેનાં પરીણામમાં મી૰ રૂસ્તમ મસાનીએ પોતાની પ્રસ્તાવનામાં લખ્યું છે તેમ લેખકોનું સ્વમાન સાચવવા ઉપર હું પુરતું ધ્યાન આપુછું એ સરાહઘાતભર્યું નથીજ, માન આપીને માન લેવાથી બન્નેનું સ્વમાન સચવાય છે એ હું ઘણી સારી રીતે સમજુછું. મી૰ રૂસ્તમ મસાનીએ માહરાં કામ માટે લીધેલી તસ્દી હું ઘણાં હેસાન સાથ હંમેશ યાદ કરશ, તેમજ કાબરાજી શેઠે પોતાની વાર્તાની ચોપડીનાં ઉંચાં "ગૅટ અપ" વિષે પોતાનો મોટો સંતોષ જાહેર કર્યો છે એ માહરી એવડી ખુશાલી છે. પદમજી મીલવાલા માહરા દીલસોઝ દોસ્ત ભાઇ ફ્રેદુન દી. પદમજીએ આ ચોપડી માટે ખાસ ઉચાં કાગલો મને બનાવી આપીને ઘણી સવલતા કરી આપી છે તે માટે આ ટકે એ ભલા ભાઇનો ખાસ આભાર માનું છું. છેવટે, માહરાં "ઢોંગ-સોંગ" ચોપાન્યાંનાં ઘરાકો માહરાં કામની કદર કરીને માહરી તરફથી પ્રગટ થતી દરેક વાર્તાની ચોપડી ખરીદી માહરાં કામને ઘણી સવલતા કરી આપે છે તે માટે હું તે માહરાં દીલસોઝ ઘરાકોનો પણ ઘણો આભારી છું.

હવે બસ. ખુદા પાસ એટલુંજ માંગી લઇશું કે માહરા સાહીત્યના બનતા બાગને એક મોટા બગીચામાં ફેરવી નાખી મારી ભલી મુરાદનાં આ કામને તે સાહેબ મદદગાર થાય! એટલુંજ માહરૂં માગવું ખુદા આમીન કરે!

માણેક પ્રિન્ટીંગ પ્રેસ, ગ્રાંટરોડ તા, ૪-૩-૧૬. } દુવાગીર સેવક, **દીનશાહ એ. કરકરીઆ.**

# ભાઈ કે કસાઇ?

## પારસી સંસારની એક વારતા.

### પ્રકરણ ૧ લું.

"The Parsi Union." તે પુરાંણી પારસી કલબનું નામ હતું તારદેઓમાં વરલીના દરયાની ઠંડી હવાને લગભગ લગોલગ મુખડે આવેલું તે એક માળનું નાઘલું 'કલબહાઉસ' હતું. તે પરવારતા પારસી-બડેખાંઓનું માનીતું ધામ અને મથક હતું. તેમાં ડોસા ડગરાઓનું કામ ન હતું-બધા "સારે સારે ઘરના" ઇશ્કી બડેખાં જવાન્યાઓજ ખાસકરીને તેમાં "મેમ્બર" હતા, અને બિલીયર્ડ, પાનાં, ચોપટ વિગેરે "ઇનડોર ગેમ્સ"ની પુરવણી પુરતાં પ્રમાણુમાં તેમાં મોજુદ હોવાના બાએસથી સાંજને છેડે ખુશાલ તબ્યતના ઉમંગી દોસ્તોનું એક મોટું મેજરૂં ત્યાં હર હંમેશ જમા થવાનો રાબેતો હતો.

તે એક હાલના જમાનાને જવાબ કરતી છેક આગલ વધી ગયલા તોરની કલબ હતી, અને તેથી ચોકકસ અવગુણોથી, અલબત, તે ખાલી ન હતી. તેમાં પાનાં ને બિલીયર્ડના

જુગારનો તો જાણે દોષજ ન હતો, અને ખાણાં પછી જેમ મખવાસ માટે પાનસોપારી કે સલામી માટે ફુલપાણ પુછવામાં આવે તેજ તોરથી, વળી, ખાણું ખલાસ થયા બાદ, મેચીસનો એક દાબડો અને બીડીઓનો એક પ્લેટમાં મુકેલો ઢગલો કોઇ ફીરંગી વેટર બધા સાહેબો આગલ ફેરવી જતો. તેનો બધાજ કાંઇજ લાભ લેતા નહી. ફક્ત જેઓ એ ધુમાડાથી પોતાનાં કલેજાં વગર અગતે કોહોવાડવા રાજી હોય તે સાહેબોજ ખુશીનાં એક 'ચકલ' સાથે એ ન્યામત તરનવાલાપર તાબર તોબનો હાથ લંબાવતા!

અને સારાં નસીબે તેવા તે ટેબલપર રજુ થનારા આપણા 'જાંગલાઓ" થોડાજ હતા. તેઓની એ રૂઢી સામે કેટલાક એ બદીમાં નહીં માનવાવાલા મેમ્બરોએ પહેલી હરોલમાં થોડોક ઘોંઘાટ કરયો ને પ્રોટેસ્ટ નોંધાવ્યો પણ ખરો, પણ પછીથી એ લાગણી જલ્દીજ મંદ પડી ગઇ, અને એ તબકકો શોખના એક સવાલ તરીકેજ કલબે વધારે મતથી મંજુર કર્યો. તેમાં, ઉપર કહયું તેમ, ઘરડાં ડોબાં તો કોઇ હતાંજ નહીં; બધું ચાલુ જમાનાનું જવાંન "એલીમેન્ટ" હતું, ને તેમાં બી મોટે ભાગે કેળવાયલા અને કોમમાં વધતી ઓછી આગેવાની ભોગવનારા જવાંનો હતા, એટલે એ ફેશનેબલ બદીઓ જોઇએ એટલી વિરૂદ્ધતા વના ત્યાં બહાલ રહેતી આવી હતી તેમાં અજાયબી ઝાઝી નથી.

પણ હાલમાં આપણને એ કલબ કે તેના મજકુર કારોબાર સાથે કશી નીસબત નથી. અમારે તો કલબના એક જવાંન મેમ્બર નામે મેહેલ્લી દાવર સાથેજ કામ લેવું છે, કે જેને આ ન્હાનકડી વાસ્તાના સફાઓ ઉપર રજુ કરવા પેહેલાં

એક ચાલુ શીલસીલામાં અમારે એ કલબની પોતાની પણ એ કીસમે ઓળખાણ આપવી પડી છે.

અને ત્યારે એ મેહેલ્લી દાવર પોતે કોણ હતો? તે પુરાણાં દાવર ખાનદાનનો એક નબીરો હતો, કે જે ખાનદાન પારસીઓમાં અસલવારેથી પોતાની આગેવાની અને પૈસા સાથે ઘણું સુપ્રસિધ્ધ હતું. મેહેલ્લી તેના હાલના હયાત નબીરાઓમાં બીજે નંબરે હતો, કેમજે તેનો વડો ભાઇ બેજનજી દાવર—બજીબા—કુટુંબના વડા તરીકે હયાત અને મોજુદ હતો, કે જે પોતે ઘણો ધનવાન ને વગવસીલાવાલો હોવાથી મેહેલ્લી તો તેને મુકાબલે એક 'નો બડી' હતો.

એ પોરયો (મેહેલ્લી) ખરચાલુ અને અતી ઘણો ઉડારયો હતો, અને "ભુતનું ઠેકાણું પીપરા હેઠળ" તેમ જ્યારે જુઓ ત્યારે ઘરબારના સુખ્યારા તરીકે આ 'પારસી યુન્યન'વાલી કલબમાંજ પડયો પાંથડયો રહેલો તે મલી આવતો હતો. તે અયાસી, હરામખોર ને આઇતાંપર કોઇતું મારનાર એક જવાંન્યો હતો, કે જે "બાપ મરે બમણા" લખી આપવાને પણ પુરતો બાહદર હતો, ને એ રીતના ઉધાર સુધાર સુધારાપર મારનેમીયાં થઇ મોટે શેરના એક સાહેબજાદા તરીકે હાલમાં હાથમાં લાલ વાવટો લઇ ફરતો હતો!

તે પોતાના વડા ભાઇનાં ઘરબારથી લગભગ ઓવારનીવાર જેવો હતો. બજીબા તેની એ કીસમની ખરચાલુ તબેહથી કંટાલેલો કાયર થઇને તેનાથી અલગ થઈ ચુકયો હતો, અને રફતે રફતે તે અલગપણાંએ એ બે ભાઇઓ વચ્ચે અરસપરસ ખરેખરા મોટા અણગમા બલ્કે સરબસર ધિકકારનીજ એક જાલેમ લાગણીને જનમ આપ્યો હતો.

બજીબા મેહેલ્લીથી વડો હતો એટલુંજ નહીં પણ તાજુબ તો એ કે તે બે ભાઇઓ વચ્ચે ઉંમરનું છેટું પણ હદ વગરનું મોટું હતું, કેમજે બજીબા હાલમાં જ્યારે લગોલગ પચાસની ભરતીમાં ભરાવા આવેલો એક શેઠ્યો હતો, ત્યારે મેહેલ્લી તો હજી પુરી પચીસ દીવાલીઓ બી જોઇ ન રહેવા પામેલો એક લાડઘેલો લાડકવાયો જવાંન્યો હતો.

બંને કુમારા હતા—એ બજીબા અને મેહેલ્લી. બજીબાએ મોટી ઉંમર તક પરણવાનું મન કરયુંજ ન હતું, પણ તેણે જ્યારે તે બાપીકી દોલત, કે જે તેણે પોતે વેપારી સાહસ ને ખંતીલાં ચીવટપણાંથી પાછલથી ઘણી વધારી હતી તેનું મેહેલ્લી તેના પછવાડે પાંચ વરસમાં પાણી કરી મેલશે એવો બધો સડેલો મામલો જોયો ત્યારેજ તેને પોતાને પરણવાની હુંફ અને ઉમેદ બરપા થઇ હતી. ત્યાં તક તેની એ ઉંઘ કદી ઉડી ન હતી!

મેહેલ્લી, એ બધો વખત, એ મોટા શ્રીમંત વારસાપર ખલીરની આંખ્યોથી ડોકયું તાંણી રહયો હતો! તેનો ભાઇ બજીબા એકવરયો, પતલો, ઉંચો, બેડેલાં ડાચાંનો, જલ્દીથી જભોલાઇ ગયલો, અધકચરા પાકેલા બાલનો એક લગભગ ડોસો હતો, ને તે ઝાઝા દહાડા કાઢે એ મજકુર પોરયો માનતોજ ન હતો. ખરેખર, એ તેની હેમક ગણત્રી અને હવામાં કીલ્લા બાંધવાની તેની શેખચલ્લી ઉમેદોએ બને તો તેને વધતો ભાણભુલો અને ફરજભ્રષ્ટ બનાવ્યો હતો, અને, તેથી, પોતાની સાથે ઑફીસમાં લઇ જવા ને ધંધામાં નાખવાને બજીબાએ તેના સંબંધમાં પેહેલી હરોલમાં મારેલા પછાડા બધા વ્યર્થ પુરવાર થયા હતા.

તે બુધ્ધીનો ઘણો વીલક્ષણ અને તેજ હતો-એવો કે સીધે રસ્તે ઉતરયો હોત તો પૈસા ને કેળણીનાં એવડાં મબળથી તે સોસાયટીનો એક મોટો સણગાર થઇ પડતે; પણ એ તેની સરજતમાં ન હતું. માબાપને વખતે તે પ્યારમાં ને લાડમાં ઉધરેલો છતાં ખુદરતી ચંચલ ઝેણનાં કારણથી તેણે સારો અભ્યાસ કરી લીધેલો હતો—અને તે વેલાત તક જઇને બેરીસ્ટર વટીક થઈ આવ્યો હતો, પણ પાછલથી બુરી સંગતે તેને હાલમાં તે જે હતો તે બનાવ્યો, અને ધારવા કરતાં અતી ઘણો વધારે વેહલો તે ઓખુલી ગયો હતો.

તે એક "બ્રીફ્લેસ બેરીસ્ટર" હતો. કોઇક વખતે તે કોર્ટમાં જતો, અને ત્યાંની સગવડકારક પોહલી બેઠકની ખુરસીઓમાં આસાનીથી ઉંઘના ઝોંકા ખાઇને આગલી રાતની મોડા કલાકો સુધીની બીલીયર્ડની જુગારી રમતની થાક ઉતારતો, અથવા વળતી રાતની તેજ કીસમની એક જીવતોડ જેહમત માટે તે એ મીસાલે પાછો તાજો અને તૈયાર થતો.

એ રીતે, અલબત, રમતાપંચી મેહેલ્લી હાલને કાજ તો બજીઆને ચોખ્ખો માંથે પડેલો હતો. તેને બાપીકાં વસ્યતની રાહે ઘર બેઠાં રૂ. ૨૫૦ નો એક દરમાયો તેને મલ્યો જતો હતો ખરો, પણ જેના ખરચો મોટા અને ઉડારયા ને જુગારોમાં જેને રોજની સેંહેંકડોની હારજીત તેને એ "ચાંચરની ચરબી" કામ શું આવે? તે પાછા ને પાછા ભાઇપર તરડાઇને તકાજા લખતો, અને એ રીતે તે બંને ભાઇઓ વચ્ચે છેલ્લે છેલ્લે તો બોલવાનો વટીક કશોજ વેહેવાર રહયો ન હતો,

અને તેથી પોતે માહાત થયલો, મેહેલ્લીને માહાત કરવા, બજીઆ પાછલથી એક વખત વચ્ચે પરણવા તૈયાર થયો હતો.

તેનેજ ત્યાં એક વારસ ફરજંદનો જન્મ થાય તો એવો એક નાલાયક ભાઇ એ મોટા શ્રીમંત વારસાહીસ્સાથી ઘણી સજાવાર રવેસે બાતલ ને બાકાત રહી જાય એ બજીબાનો અરમાન હતો. પણ જોતાં જોતામાં એ લગનની લગભગ પાકી થઇ ચુકેલી યોજના પડી ભાગી જે કેમ થયું તે કોઇએ જાણ્યું નહીં. છોકરીવાલાં-ઓને કંઇ ભુત ભરાયો હોય તે રવેસે તે લોકે "વિચાર માંડી વાલવા" નું ઠંડે કલેજે કહી મોકલ્યું, ને બજીબા ગમે એવો ગુસ્સાથી તરફડયો પણ એ વાતના ભેદને, પોતાના દરેક પછાડા છતાં, મુતલગ પુગી વલી શકયો નહીં.

તે ઘણો અજબ થયો. તેનું મોટું નામ, જાણીતું ખાંન-દાંન, સમૃધ્ધી, એ બધાંનાં સર્વોપરીપણાંમાં તે પોતે મગરૂરી માનવાવાલો હતો, અને તેણે આ જે ઘર નકકી કરયું હતું તે તો કાંઇ એવું કોઇ આગલી હરોલમાનું બી નહીં હતું; વાસ્તે તેની મગરૂરીને એમ થવાથી ઓસ્તવાર ફટકો પડયો, ને વળી કટલુક સુધી ફરીથી પરણવાનો ખ્યાલ વટીક કરવાને બજીબા હીમત કરી શકયો નહીં.

અને મેહેલ્લી તો પોતાના બાબે બીલકુલજ બેપરવાહ હતો. તે તો પરણીને ઝુસરી ગલાંમાં ઓલવવાની હેમાકતજ હસી કાઢતો. "માહરા જેવા એકને પરણવું જોઇએજ શું કામ?" તે તેના દોસ્તોના સવાલના જવાબમાં પાછો પાધરો સવાલ કરતો; "આએ તો ફકીરા મસીદ ને જાંહાં પરયા તાંહાં નચીંદ!"

અને એવા એ મેહેલ્લી દાવરને હાલમાં, આ આપણી નવી વારતાની શરૂઆતમાં, ઉપર કહેલી "પારસી યુન્યન"વાળી જાણીતી તારદેવની કલબમાં એક ટેબલ આગળ ખુરસી તાણી

એક સહવારે આપણે એકલો બેઠેલો જોઇએ છીએ. તે કાંઇ લખવા બેઠેલો હતો, ને જે રીતે કાગળો લખી લખીને તે કરાજીના એક દેખાવથી પાછાં ફાડીને તેનાં ચીરયા કરયો જતો હતો તે જોવાથી એક બચ્ચું બી કહી શકે કે તે લખવાનું તેનું કારજ કાંઇ અણગમતું અને કંટાળાભરેલુંજ હતું, કે જે દરમ્યાનમાં શું લખવું ને કેમ શરૂ કરવું તે ઉપરજ જાણે તે પોતાનાં મનથી એકમત થઇને પોતાના વિચારોને કશો મોકળો માર્ગ આપી શકતો ન હતો!

## પ્રકરણ ૨ જું.



સમો સહવારનો હતો. એ કામકાજને વખતે બી અલબત કલબનું મકાન તો મેહેલ્લીની રકમના ઘરબારના સુખ્યારાઓ વાસ્તે ખુલ્લુંજ રહેતું હતું, અને જોકે મેહેલ્લી પોતે પોતાનું એક નહાના પાયા પર અલાહેદું ઘર માંડીને બજીબાથી અલગ ને જુદો રહેલો હતો તોપણ, ઉપર કહયું તેમ, દીવસનો મોટો ભાગ તો તે પડયો પાથરયો કલબમાંજ પડી રહેલો મલી આવતો, જેમ હાલમાં બી આ સહવારને મહર તે ઘરથી નીકળેલો અહીંજ પાધરો ચાલી આવેલો હતો.

તેને હાલમાં એક પોતાના ભાઈ બજીબા જોગો કાગળ લખવો હતો. જે જેહેમતનાં કારજમાં હાલ તે કલબને લગતા લાયબ્રેરીરૂમમાં રોકાયલો હતો. આ કલબના સબંધમાં એ એક સારૂં હતું કે સાઇડમાં એક નહાનો ઓરડો લાયબ્રેરી તરીકે

ખાસ રાખવામાં આવ્યો હતો, કે જ્યાં બધાં અપ-ટુ-ડેટ પેપરો ને ચોપાન્યાં વાંચવાને જેઓ દરકાર ધરાવે તેઓ માટે મંગાવામાં આવતાં હતાં.

પણ આપણે આપણી વારતાથી વગર અગતે વેગળાં જવા જરૂર નથી.—મેહેલ્લી એ પ્રમાણે હાલમાં એ લાયબ્રેરી-વાળા રૂમમાં ટેબલ આગળ ખુરસી ખેંચી બેઠેલો હતો તેવામાં તેનો "ચમ" નસલી રાજો તેને સોહોધતો ત્યાં પીઠેથી આવી ચઢ્યો.

તેને મેહેલ્લીએ જોયો નહીં. તે તો હાલમાં પોતાની જંજાલની જેહેમતમાં ગીરફતાર મશ્ગુલ હતો, અને તેથી મુછમાં હસ્તો નસલી રાજો તેને પીઠેથી એકાદ મિનીટ જોતો ને તપાસતો ત્યાં આવી ખાંમોશ થોભ્યો. મેહેલ્લી એકેક નોટ-પેપરપર થોડી ઘણી શરૂઆત લખીને તેને ખીજવાટ સાથે પાછું ફાડતો, ને ડુચો કરીને પગ આગલની ટોપલીને સ્વાધીન કરતો તે ફાર્સ જોતાં નસલી રાજાને ઘણી ગમત પડી.

એ નસલી રાજો બી બાવા નાહે ને તાપે તે કીસમનો એક "રાજો" હતો. "રાજો" તેનુ આડનામ ('નીકનેમ') હતું. તે બધી રાજા જેવીજ વાત કરતો ને તેથી--"શું રાજાજી જેવી વાત બોલ્યો" એમ કહેવાતાં કહેવાતાં તેનું પોતાનું નામ અને અટક બી "રાજા"ની થઇ ગયાં હતાં, ને તેને "રાજા" અથવા "નસલી રાજા" વગર કલબમાં કોઇ ઓળખતું ન હતું.

અને તે તેને ગમતું હતું. તે તો એ ભપકાભરેલી ઓળખમાં મગરૂરી માનતો, ને તેના દોસ્તો જ્યારે તેને હસીને પજવતા કે રાજાના એલકાબમાં તો ઓર તેની ઠેકડી સમાયલી હતી ત્યારે તે ઓર બી તેઓની એ સુપરફાઇન ફીલસુફીથી રમુજ પાંમી તેમને હસતો.

"એ શું દોહોરાં દોહવેછ, મેહેલ્લી?" નસલી રાજાએ હવે જરા વારે જાહેર થતાં મોટે સ્હાદે હસીને પુછયું; "કેમ બચ્ચા, કોઈ પોત્તી પર કંઇ લવલૅટર-બૅટર લખવા પડયોછ કે શું?"

"રૅાટ," મેહેલ્લીએ પોતાના દોસ્તની એકવખતની રમુજપર ગુસ્સે થઇને અધીરાઇથી પગ થોકતાં કહયું,—અને તેણે જ્યારે નસલીના સવાલથી તેના ભણી ધ્યાંન ખેંચાતાં ખુરસીને અઢેલો મારી તે પોતાના દોસ્ત ભણી જોવા પેલાં સામે પડેલાં કાગળ ઉપરથી ચેહેરો ઉંચે ઉંચકયો, ત્યારે જોઇ લેવાનું કેવળ સ્હેલ હતું કે તે એક ખરેખરો સોહામણો અને મદાનગીભરયો મુખડો હતો. અલબત એફાયદા અને હરામ ખરચી નાખવામાં આવતી. એક જવાંન જીંદગીની શાહદત તે ખુદસુરત મુખડા ઉપર જોઈલેવાનુ કોઇ રવેસે મુશકીલ હતું નહીં, પણ રાજા તરફ ઉંચકાયલી તે આંખ્યોમાં હજી ઘણી તેજી અને ઘણી ચતુરાઇ કાટ ખાતી પડી હતી એમ અવલોકન કરી લેવાને કાંઈ અસાધારણ કાબેલ્યતની જરૂર થઇ પડે એવું કશું ન હતું.

તે એક તેજસ્વિ ચેહેરો હતો, અને જોકે મોડી રાત તુલકના ઉજાગરા અને એવી ઇસ્લતોનાં પરીણામમાં તે ચેહેરો જોઇએ તે કુરતાં વેહેલ્લો જર્દ થતો ચાલ્યો હતો, તોબી સવેલાના બચાવથી હજી બી તે દીપક મારતો થઇ શકે એટલી નુરાની તેમાં પુરતી બચેલી બાકી જણાતી હતી. તે ઉંઘાડે માથે, સાઇડમાંથી પાડેલા એક સીધા સેંટા સાથે, સફાઇથી હોલેલા બાલની ખુબસુરતી દેખાડનારા ઇંગ્રેજી પોષાકના ઠઠેરામાં તાપ મારતો એક પારસી—જાંગલો હતો.

તેનાં મોઢાંપર એક સીધી મરોડદાર મુછ સિવાય ઝાડી

ઝાખડાંની જમાવનનો જમોલો કશો ન હતો, ને તેથી તે સફા-ઇથી બોડેલા દાઢી ને થેબ્યા વગરના તે ચેહેરામાં કાંઇ ખાસ-કરીને ખુશનુદ અને ખેંચાણકારક નજરે આવતું હતું.

"શું કરેછ તું, રાજા?" મેહેલ્લીએ કંટાલાની અદાથી તે ગોલ ફરતી ખુરસીમાં અદેલો મારી તેની ભણી તે ફેરવી નાખતાં તેના તે સવાલના જવાબમાં પાછું તેનેજ પુછ્યું.

"મકુંજે એ બધાં ઝરોઝર લખવા માંડીને સરોસર કાગ-લનાં પાછાં ચીરયાં ઉતારતો શાંનો બેઠોછ?" રાજાએ પાછું પુછ્યું: "શું છે? કંઇ કેથે લવલૅટર લખેછ શું?"

"અરે બરી ગીયાં તહારાં લવલૅટર!" મેહેલ્લીએ કંટા-લાથી કહયું; "સુથારનું મન બાવરયામાં. તાહરાં મનમાં તો જ્યારે હોય ત્યારે એનું એજ!"

"પણ ત્યારે છે શું?"

"છે–તહારી સાસુનું નાંખ."

"નહીં તોબી–મારા સમ! શું છે? આજે એટલો બાધેલો લીધેલો કેમ છે?" રાજાએ જરા વધતી પટામણી ઢપ અખ-ત્યાર કરી પુછ્યું.

"બજીઆપર વરી લખવાનું છે," મેહેલ્લીએ હવે પોતાનો ભેદ કહયો, અને ફીકકું હસીને વધારયું, "કમબખ્ત સમજ નથી પરતી જે વરી આએ વખતે શું નાજ્યું ફેંકું! બધાં બાહણાંઓ કાહારતાં કાહારતાં મારાં બાંહાંણાંઓનો બધો ખજા-નોજ ખાલી થઇ ગીયો, પણ આએ માહારી ચાલુ ફુલુસ-માંફીસનો છેરો આવતો નથી."

"પણ તું તો છેલ્લી વખત કેહેતોતો જે બજીઆ હવે તો તુંને ફુટું દોહોરયું બી નથી ઝટવાનો?" મેહેલ્લીની સામે

એક ખુરસી ખેંચીને બેસતાં નસલી રાજાએ પુછયું.

"તેજ તો માહરી મુશકેલી છે, યાર!" મેહેલ્લી એકમત થયો. "વરી પેલા વેલાતી સાથે બીલીર્ડમાં એક મોટી સ્ટેક હું હારયોછ, ને એ ડૅટ——"

"પણ બચ્ચા તું બી યાહોમ જીપલાવ્યોજ જાએછ તે! તુંને કંઇ ખારોખબોચ્યો નરતોજ નથી!" રાજાએ હસતાં હસતાં ઉધરો લીધો. "એમ તો તાહારે વાસ્તે તાહરા બજીબાનો તો શું પણ કાહાંરૂણનો ખજાનો જોઇશે!"

"હવે એ બધી તહારી ફીલસુફીને નાંખની ભઠ્ઠીમાં, ને કંઇ સીધું પાધરૂં સજેસ્ટ કરી શકતો હોય તો કર," મેહેલ્લીએ અધીરાઇથી તકાજો કરયો.

"ત્યારે કંઇ છેલ્લી પુના રેસીસનો લેપરો લગાડ?"

"અરે છટ, તેવા તો લેપરા સાંભલતાં સાંભલતાં એ મારા ભણનાર ગણનાર ને પાક પરેહજગાર અશો ભાઇજી સાહેબના કાન બી પાકી આયા હોશે!' મેહેલ્લીએ બજીબાની અશોઇ માટે ઢોંગભરયા તુચ્છકારની ગંભીરતાથી બોલતાં હસી પડીને જવાબ કરયો; "કંઈ બીજું? કંઇ નથી? કંઇ સ્પીરીટસ્ટરીંગ જોઇએ,—બાકી હવે કંઇ રેસ કે કાર્ડ કે બીલીઅર્ડ કે એવું કંઈ જો કહયું કેની તો એ તો સોલીસીટરોને મલીને વીલમાંની માહરી આએ હરીસોની બચ્ચેબાલેકા ખેલ જેટલી મને રકમ મલેછ તે બી અટકાવાના પછારામાં પરી જશે!"

"પણ ત્યારે શું લખશે?"

"હું સહમજીજ શકતો નથી," મેહેલ્લીએ ટેબલ આગ-

લની બાસ્કેટમાં તેણે ફાડીને જમા કરેલાં કાગળો પર એક દયાજનક નજર નાંખીને ખભાં ચઢાવતાં કહયું. "ખચ્ચીત, આએ ફીસમનું ઓસ્યાલું હવે તો માહરા જેવા એક ડેવીલ–મી-કૅરને બી ઘણો તરખાવેછ. એ માહરા પાર્ટ પર, તુંજ જોની, કેટલું કમનસીબ છે, રાજા, કે હું આએ રીતે જયારે રૂપે રૂપ્યાને વાસ્તે બાજે વખત તંગ રેહુંછ ત્યારે માહરો માએ-જણ્યો સગો ભઈ બજીબા એખલા જીવે લખ્ખોનો ધણી થઇ બેઠોછ, ને ચમરી આપે પણ દમરી નહીં આપે એવા એ મારા સુમ ભઇને નીચવી નીચવીને બસો પાનસો હર વખતે જરૂર પરતાં ઓકાવતાં છેક મને માહરા જીવપર ખેરવું પરેછ!"

"એકજ ઉપાય છે."

"શું ?"

"કે કોઇ છાંડાવાલું સારૂં જેવું બીલ્લુ સોહોધીને તું ચાર ચોખા પરાવી લે," રાજાએ સલ્લાહ આપી, ને તરત વધારયું, "પણ પોરયા, તેં તાહરૂં નામ હવે એટલું નામાંકીત કરી નાંખ્યુંછ કે તાહરે બરનાં ખાંચરાંમાંથી આજે કોઇ હવે તુંને પોતાની પોરી પતણાવા તઇયાર થાએ એ હું તો માનતો નથી!"

"અરે જા રે, વાત કરેછ કે વાલ ફાકેછ?" મેહેલ્લીએ તુચ્છકારથી જવાબ કરયો; "આજે સેવક એ ગુસરી ગરાંમાં ઘાલવાનો એરાદો જરા જાહેર કરે કેની તો પોરીઓનાં માથાં ધોઇ કાહારવાને અધીરાં પરેલાં માએ બાપો તો ગુરાબંધ એટલાં બધાં માહરાં પગ પાણી કરતાં દોરી આવે—પણ એ મારી મકસદજ નથી. હાલ તો હવે માહરો બજી બીચારો જીવી જીવીને કાંહાવેર જીવવાનો? બધો અથાતથા થઈ રહેલો છે, ને

કેહજે હવે તો ચાલતી વખતે જરાજરા લાકડીનો ટેકો વટીક લેવો પરેછ! વાસ્તે તેણે જો માણેકજી શેઠના ડુંગર તરફનો રસ્તો લીધો તો પછી માહરે પનણીને સ્ટેડી થઇ જવુંછ, ને-"

"અરે જા, જા, એવા બધા શેખચલ્લી જેવા વિચાર ના કરયા કર," નસલી રાજાએ મોટે સ્હાદે હસીને કહયું. "હજી તો ડોસો લીમની લાકરી જેવો છે! પચાસ બી ભાએ-ગેજ પુરાં કીધાં હોશે, ને તેટલાં ધારની કે એને જો પણવાનું ફીફરૂં થયું, ને તેમ——"

"આગલ પનવાનું મન કરીને એ શું સુખી થયો કે હવે વરી?" મેહેલ્લીએ મોટા તુચ્છકારથી કહયું,–અને પછી બીલ્લી ટપકાવીને વધારયું, "વરી હવે મન કરે તો જે તે વખતે કીધું-તું તે આ એ વખત પાછું કરવાનું!"

"એટલે શું–એ ધારેલાં લગનની ભાંજફોર થઇ ગેઇ તેમાં તહારો પોતાનો કંઈ હાથ ઉતો?" રાજાએ અવાજ દબાવી દઇને ઘણી તાજુબીના દેખાવથી પુછયું.

"હાસ્તો!" મેહેલ્લીએ મગરૂરીના તોરથી મોટે સ્હાદે કહયું. "હું મારા હકમાં એક નવો દાવાદાર આસાની સાથે ઉભો થવા દેઉં એવો છેક પેહલ્લાં નંબરનો ગધેરો થોરો છેઉં જે તેની વાત? એ બિચારાને તો તેનો આજ તક સપનો બી નથી, પણ મેંજ——"

"ચપી જા!" રાજાએ ખુરસી ઉઠલાવીને પેલા લાલ પરડાની પેલી મેર આડી નજરે જોઇ લેનાં તરતજ મેહેલ્લીની છેક લગોલગ ધસી આવી તેને ચુપ કરતાં કહયું. "પેલો કલેજાં-ફરોસ આવેલો છે. બારી આગલની ટેબલ આગળ વાંચેછ."

"કોણ–સોહલુ?" મેહેલ્લીએ ધીમે અવાજે પુછયું.

"હા."

"નખ્ખોદ! તે કમજાતે કંઇ સાંભળ્યું હોશે કે કેમ? હું તો જાણું જે આખી કલબમાં આપરે બે એખલાજ છઇએ," તેણે લગરીક પસ્તાવાથી કહ્યું. "આએ કમબખ્ત પરડો અત્રેથી ઉંચકાવી લેવો જોઇએ. એનું અહીં કામજ શું છે? એ સુધ્ધાં એ પરડાને લીધે આએ રીતની મેં ત્રણ વખત છકકર ખાધી. ગેઇ રાતે બી——"

એટલાંમાં બાજુમાંના સ્ક્રીનને ટપટપ આંગલાં મારીને કલબનો વેટર તેઓ હતા ત્યાં આવ્યો. "આપકા ચીઠી હએ, સાહાબ," તેણે મેહેલ્લીને તે પાસ કરતાં કહ્યું, ને મેહેલ્લીએ એક "અચ્છા" સાથે તે કાગળ પ્લેટમાંથી ઉંચકી લીધો, એટલે તે વેટર સરેસ્તાની અદબથી ચાલ્યો ગયો.

મેહેલ્લીએ તે પછી તે પત્ર ઉલટાવીને મોનોગ્રામ જોયો. તે પરની એક નજરજ બસ હતી.

"ઓત્ત તારી, એ ચીઠી તો કેથી માહરા બેહેલીભગત તરફનીજ છે!"

"બજીબાની?"

"હા."–અને મેહેલ્લીએ, એમ કેહતાં, ટેબલપર લખવાનાં સામગ્રીઓ વચ્ચે પડેલી એક હાથીદાંતની પેપર–નાઇફ વડે તે ઍનવેલપ તેની કોરમાંથી ફાડી કાઢ્યો, ને તે માંહેલો દસ્તાવેજ ખુલીને વાંચ્યો.

અને તેમાં શું લખાઇ આવ્યું હતું? એવું તે એ શું તેમાં લખેલું હતું કે જેથી મેહેલ્લીના ચેહેરાપરનો કંટાલા ને ગુસ્સાનો અત્યાર તકનો ચીલ્લો હાલમાં તેને વધારે ચીરડાયલો દેખાડી આપતો હતો?

## પ્રકરણ ૩ જું.



મેહેલ્લીએ તે કાગળ વાંચ્યો. ઉપર કહ્યું તેમ તે તેના લખપતી ભાઈ બજીબા તરફથી આવ્યો હતો.

"મોહોસ્મોહોકાંણ!" વેટર તે કાગળ આપીને ચાલતો થવા પછી મેહેલ્લી તે કવર ખુલતાં અરધું મોટે–અરધું મનથી પટપટયો, "મારા બેહેલીભગત ભાઇને માહરી આએ ફાકાફાકીની વાત હું પોતે લખી વારૂં તે આગમચજ તે બાએની કંઇ બાતમી બાહરોબાહર મલી ગેઇ છ કે શું?"–અને તે પછી તેણે મજકુર દસ્તાવેજ વાંચ્યો, કે જ્યારે તેના ચહેરાપરના ખીજવાતનો ચાલ્લો એકદમ વધારે ગુસ્સાભરયો બનેલો નજરે આવતો હતો.

"લે વાંચ, તું રાજા," તે કાગળ પોતે વાંચી લઇને ટેબલ ઉપરથી સામે બેઠેલા પોતાના દોસ્તને ફેંકતાં મેહેલ્લી દાવરે કહયું. "બુઢાએ તો મને જબરાજબરીની થાપ આપી. અહીં તો કેથું બધું રંધાઇ રહેલું છે! એવણ તો કેથા માહરી હરૂસે તહરૂસે અદરઇ બી ચુકાછ, ને હવે આવતાં અઠવાડયાંમાં તો લગન કેથાં નકકી છે!"

"શું કેહે છ?" રાજાએ તાજુબીમાં પુકારયું; "ખરેખર?"

"તે નહીં માનતો તો વાંચની?" મેહેલ્લીએ બખાલ્યું; "વરી લોકેલાજે એ આંઠ દહારા પોતાને બંગલે ગુજારવાનું ડોસાએ મને આએ ઇજન લખેલું છે, ને લગનભરયું ઘેર તે

હવે કંઇ માહરે જવા વગર ચાલવાનું છે?"–અને તે ઘણા તુચ્છકારથી મોટે સાહદે હસ્યો.

"પણ એ ઢાંખરાને એ ઉંમરે કબુલ કોણે રાખ્યો હોશે?" રાજાએ કાંઇક અજાયબીમાં સવાલ કર્યો.

"એટલે, બચ્ચા, છેક ફાસ્ટ ચાલ્યો કે?" મેહેલ્લીએ અનકા કીધા; "એ માહરા ભાઇને શું કુત્રાંએ કડયોછ જે એને છોકરીઓ નહીં કબુલ કરે? અરે એનીપર તો રસ્તે ચાલતી પોરી મોહી પરે! એ માહરો બેહેલીભગત ભઇ ગેહેગેહે તો ભણનાર ગણનાર છે, ને વરી ગાંઠમાં કંઇ નહીં તો નાંખી દેતાં પચીસથી ત્રીસ લાખની ગાંસરી, તો પછી એવી સુન ની ચલ્લી તે કોણ કરમઅભાગની હોય જે નાકબુલ કરે?"

રાજાએ ખભાં ચઢાવ્યાં.

"પણ કંઇ પોરીનું નામ નીશાંણ લખ્યું હોશેની?" તેણે પુછ્યું. "એ કોણ સાથ પાટયું ગોઠવાયું?"

"હું તો ઓરખતો નથી," મેહેલ્લીએ જવાબ કર્યો,– અને પેલું ટેબલની વચમાં પડી રહેલું કાગળ પાછું ઉંચકી તે પર ઉતાવળે એક નજર નાંખી પોતાના ખીસાને સપુર્દ કરતાં કહયું, "કોઇ મેહેલ્લાસાની છોકરી લખેછે—બપઇ મેહેલ્લાસા; તું ઓરખેછ? તેં એ નામ સાંભરયુંછ?"

"બીલકુલ નહીં," રાજાએ ખાત્રીથી કહયું; "કોઇ સેકીન કલાસ જેવું હોશે—ફ્સ્ટ કલાસનું હોતે તો નામથી તો ઓરખાતે?"

"ફ્સ–સેકીન–કે થથ, પણ એ કોઇ નાતરે ગેઇ બપઇ મેહેલ્લાસાએ તો વચ્ચે આવીને—"

"નામ બપઇ છે શું?"

"હા."

"વાહ, નામ બી તાહરે તો મજાહનું છે! સત્તર આના ને બે પઇ," રાજાએ હસીને ટીકકા કરયા.

"હા, પણ એ સત્યાનાસગેઇનાં વચ્ચે આવ્યાથી નાહક માહરો કચરડો નિકળી જવાનો!" મેહેલ્લીએ એક ઉંડો નિસાસો ખેંચીને કહયું. "દોકરાએ કામ એવી તારીફલાયક કુનેહ ને સીફતથી આએ વખત તો લીધુંછ જે મને તો પસગવસ એ કારજ ચરવાયું ને ગોઠવાયું તેની ખબર વટીક આજ તક પરવા દીધી નથી!"

"પણ જેમ આગલ ભાંજફેર કીધુંતું તેમ કંઇ હમણાં બી કરની?" રાજાએ અવાજ દબાવીને કહયું.

"હવે તેમ કરવા જેટલો વખતજ કાંહાં છે?" મેહેલ્લીએ ઉદાસીથી જવાબ કરયો. "મુળમાં હું તો એ કોઇ પોત્તીને કે તેનાં માએબાપ કોણ મુવાંજીવતાં મુવાંછ તેઓને કોઇને ઓરખતો બી નથી! હવે શું? આવતા આતવારે તો લગન નક્કી થઇ ચુકયાંચ. હવે તો ખેર, જે ખુદા કરે એ ખરૂં!"

"પણ ત્યારે તુંને ઇજન થયુંછ તે જશે તો ખરો કે?"

"જવું તો જોઇશેજ," મેહેલ્લીએ સહમજ આપી; "આએ હાલની કકરધજ ફાકાફાકી દરમ્યાન એને વધારે શત્ર કરવો પાલવવાનો નથી. હવે કંઇ કાગળ લખીને મદદ મંગાએ? હાલ તો એને બિચારાને ઝેર ખાવાની બી ફુરસુદ હોશે નહીં. હવે તો લગનને દાહરે એ પરણી ઉઠસે તાહરેજ જરા ચીગોમીગો થઇને થોરૂં આંખપાણી કરશ તો નવી બૈરી આવેલી

હોવાની ખુશાલીમાં કદાચ બે પાંચ હજાર તરાક દેઇને એ ઝટસે ખરો !"

"વૅલ, આઇ વીશ યુ જોય–ધેટ ઇઝ ઓલ્લ આઇ કેન સે, ઓલ્ડ બોય," રાજાએ હવે ઉઠીને રૂખસદ લેતાં કહ્યું,– અને પછી વ્હીસલ્લ કરતો તે એ ઓરડો છોડી બાહાર ગયો, એટલે જવાંન મેહેલ્લી દાવર એકાદ પલ ત્યાં પાછો એકલો પડયો.

'બધું કાંટાનું કટેસર થઇ ગીયું !' મેહેલ્લીએ ખીજવાટ સાથે તે ટેબલપર હાથ અફાલી, પેલું છેલ્લું લખવા માંડેલું કાગલ કે જે અધુરૂંજ હતું તેનાં ચીરયાં ઉતારયાં, અને એકલો એકલો મન સાથ પટપટયો. 'હવે એને આએ લખવાની જેહેમત કરવામાં હાંસલ નથી. હવે તો જે હોએ તે એ કમબખત લગન થઇ રેહે પછીજ.'—વરી જરા થોભીને–'ખુદા જાણે પોરી કેવીક હોશે ? એ મકઇબુડ્ઢા જેવા ઘરડા વાંદરને કબુલજ કેમ થઇ હોસે !'– અને પછી તે બી બધું ટેબલપર પાછુ વગેસગે કરીને ત્યાંથી બાહર પડયો.

અને તે એ ઓરડામાંથી બાહેર પડયો ત્યારે તેણે જોયું કે રાજાએ તેને ચેતાવ્યો હતો તેમ, પરડાની પેલી બાજુએ એક બારીનાં ખુંણામાં ખુરસી ખેંચી, સોહલુ કલેજાંફ્રેરોસ એક પેપર વાંચતો બેઠેલો હતો.

તેને મેહેલ્લી સાથ કે પેલા રાજા સાથ ઝાઝો બનાવ નહીં હતો. ખરેખર તો એ મી૦ કલેજાંફ્રેરોસને કલબમા કોઇની બી સાથે બાઝતું ન હતું. તે સ્વભાવનો દાહડાબલ્યો હતો, અને જે બોલતો ને કરતો તે બાજે વખત એવું કે લોકોનાં કલેજાંજ કોરી નાખે, જેથી તે "સોહલુ પેં" ઉર્ફે "સોહલુ

કુલેજાંફ્રોસ"ની ઉપમાંથી કલબમાં ઓળખાતો હતો; અને, એટલામાટે, તે ઓરડામાંથી બાહેર જતાં રાજાએ કે મેહેલ્લીએ તેને મુતલગ વટાડયો નહીં.

પણ તેને પોતાને તેની થોડીજ પરવાહ હતી! તે બંને ઉઠીને તે ઓરડામાંથી બાહેર પડયા ત્યારે તે ચશમો ચઢાવીને એકાગ્ર ચીતે ને ઉંડા ધ્યાંનથી વાંચતો હોય તેમ પેપરમાં માથું ખોસી વાંચ્યાજ કરતો હતો, પણ ખરેખર તો તેણે રાજા ને મેહેલ્લી વચ્ચે થયલી વાતચીતનો હરફેહરફ કસારીના કાન કરીને સાંભળી લીધો હતો, કે જે ઉપર મેહેલ્લીનાં ત્યાંથી જતો રહેવા બાદ હાલમાં તો તે એકલો દરયાફ્ત કરતો બેઠો હતો.

હવે તેણે શું કરવું? મેહેલ્લીની તેના ભાઇના સંબંધની તમામ કપટવાસના તે જાણતો હતો એમ મેહેલ્લીને પોતાને જાહેર કરીને તેને પોતાના દાબમાં લેવો, કે પોતાની એ માહીતગારીથી ખુદ બજીબાને વાકેફ કરીને, તે ડોસાની તરફના લાભનો લ્હાવો લેવો.?

અને તેને, અલબત, એ છેલ્લોજ, માર્ગ જાસ્તી અનુકુળ ભાસ્યો. તેણે જોયું કે મેહેલ્લીને ડરાવા દબરાવાથી તે કશી હાંસલ પામે એમ ન હતું. તે પોરયો જો પોતે એવો કડકાબાલુસ ને તલ્યાંઝાટક હતો તો બીહી ડરીને તેને ચુપકો રાખવા તે શું જાંહાંસી શકવાનો હતો? તે કરતાં તો બેહેતર એ કે પોતાની એ માહીતગારી બજીબાનેજ તેણે મોંઘે મુલે વેચવી, અને તે એજ ઠરાવ થકી, એટલામાટે, પોતાનાં મન સાથ થોડોક ટુંક વિચાર કરી લઇને આયંદા એકમત થયો.



# પ્રકરણ ૪ થું.



તે "વેહાવાજનનું લગનભરયું ઘેર" હતું!

બપઈ મેહેલ્લાસાની માએ સુનામાએનો હરખ તેનાં તન-બદનમાં મુતલગ માયો સમાયો જતો ન હતો તે પોતાની એક-પુરી બેટી બપઈનું નશીબ પોતાની સહી મીતીઓમાં "હીરાને ઓરેનું" જાહેર કરતી હતી, કેમકે તે છોકરી એક લક્ષાધીસ ધણીની ધણીઆણી થનાર હતી.

"ધીરાં કામ સાહેબનાં," તે માતા મગરૂરીથી કહેતી હતી. "જીભરૂં મારી બપઇ માય મરે બાવીસ વરસની થઇ તેટલાં તો શું એક ઘરડી ડોસી થઇ ગેઇ હોય તેમ લોકાલોકે માહરાં બદનનાં ચામરાં ટુપી કાહારયાં ને બધાં ઘેર ખણી ખાધાં જે તમારી તો ઉંઘ ઉડતી નહીં, ને તમે તો છોકરીને પરણાવતાં નહીં; પણ માએ, કંઇ એમ બચ્ચાંને તે જાહાં તાંહાં ઉંચકીને અફારી દેવાએ? કોઇ આપુ સહી બચ્ચાંને ડેરવી શકે એવું ઘેરીતું બારીતું તો જોઇએ? એ તો જનમની પાર બાંધવાની!" ઇત્યાદી.

અને જયારે લગનને ચાર દહાડા તેમ ખીચરીની રીતને દહાડે બપઇ મેહેલ્લાસાની માતા સુનામાએ પોતાની દીકરીના એ મોટાં સુભાગ્ય બાએ એમ ખુશીથી ઉંચકાતી ઉફણાતી હતી, ત્યારે બપઇ પોતે શું કરતી હતી તે જોવા આપણે જરા એ છોકરીના પોતાના ઓરડાનાં એકાંતમાં ડોકયું ખોસશું.

તે પોતાની એક મસ્યાઇ બેહેન—માસીની છોકરી—મીઠાંને પોતાનો બધો લગનનો વાગો બતાવતી હતી. એક ફુલ જેવાં

સફેદ હોજરયાંપર તમામ જીકની બાસ્કેટ ભરાવી હતી, અને તેવુંજ ટેહેરામાર એક સુફેદ બ્લાઉસ વિગેરે તઇયાર કરાવેલું હતું. તે ઉપરાંત બજીબાએ પોતાની એ માહબુબ માટે આદરણીની પેહેરાંમણીમાં હીરાનો એક દેખીતો મોંઘોડાટ હાર મોકળવ્યો હતો, જે બધું એ બપઇ પોતાની એ મસ્યાઇ બેહેન મીઠાંને મલકાઇ મલકાઇને બતાવતી હતી, અને મીઠાં એ બધું અજબ થઇ થઇને જોતી હતી.

તે ઘણી મજાહની એક છોકરી હતી—એ મીઠાં. તેનો બાપ લાહોરમાં કોઇ સારે ઠેકાણે મુનસફ હતો, ને તેને ત્રણ વરસપર ગુમાવવા ઉપરાંત થોડુંએકપર તે બીચારી પોતાની માતાનો બી મીઠો શીરછત્ર સાહયો સદાની ખોહી બેઠી હતી. આ ઉપરથી હાલમાં તે પોતાની ફુઇ સાથે લાહોરમાં અપર મૉલ તરફ કેથે રહેતી હતી, ને તેને મીસીસ મેડેસ્લાસાએ બજીદ થઇને પોતાની સગનવતી દીકરી બપઇનાં લગન ખાત્રા ખાસ લાહોર તકથી હાલમાં મુંબઇ બોલાવી લીધી હતી.

તેનું નામ મીઠીબાઇ હતું, પણ તેના માબાપ તેને "મીઠ્ઠી" કહીનેજ બોલાવતાં હતાં, ને જે લોક ઓછા ઘરોબાથી બોલાવતાં તે લોક તેને "મીઠાં" કહેતાં હતાં.

તે એક ઘણીજ જોવાજોગ અને દીલકસ ખુબસુરતી ધરાવનાર એક નઓજવાંન તારૂણી હતી. તે સાધી પતલી અને ઉચી હતી, અને જોકે પરદેશમાં ઉધરી હતી તોપણ પુરતી કેળવણીની તરબીયત અને સારી સોસાયટીના પ્રતાપે તેનામાં કાંઇ એવું તો ખેંચાણકારક હતું, તેણીની દરેક હીલચાલ અને અદામાં તે એટલી બધી તો મનોહર ને મીઠ્ઠી હતી કે તેણીને એક નજરે ધ્યાંનથી જોવી ને તપાસવી એ બી જાણે એક પહેલા પ્રકારની મોજ થઈ પડે!

તે એક અતી નુરમંદ મુખડો હતો, અને ચેહરાનો કલ્લો ને પેશાની, તે ભરાવદાર અને ઝલકતા કાળા બાલનું માંથું, ઉંચુ કપાલ, હરણી સમાન ચતુર અને ખુશીમાં હંમેશ હસ્યા કરતી આંખ્યો, ગોરા ગોરા ગુલાબી ગાલ અને લાલ લાલ હોઠ સાથનું મધુરૂં બદન, ઉંચી ગરદન, એ બધું તેને બેતકરાર એક તારીફલાયક ખુબસુરતી તરીકેજ રજુ કરતું હતું. વળી તે આસુદી ને તનદરોસ્ત ઉતરી હતી. નહી કે દીલમાં ફરબે કે છેક બાવાભાખરા જેવી ભરેલી હતી, પણ એક ખુબસુરત તનદરોસ્ત બાંધો, કે જે તમારી મુંબઇની ઘણીખરી કંટાયલી, તવાયલી, નખાયલી, સુકાયલી, ચીમરાયલી, મકાઇબાઉ જેવી કાવલી પતલી ખુબસુરતીઓના બાંધાથી અગત કરીને જુદોજ પડતો હતો.

મગર કમનસીબે બપઈ મેહલ્લાશાહ તો એ છેલ્લીજ જાતની એક "ખુબસુરતી" હતી. તે ખાસકરીને બેડોલ કે બદસુરત હતી એમ નહીં. ચામડીમાં તો તે બી સફેદ હતી, પણ નકસમાં ખુબસુરતીનો ખ્યાલ ઉપજાવે એવું તેનામાં થોડુંજ હતું અથવા કશુંજ ન હતું. તે નહાની ઉંમરેજ જભોલાઇ ગયલી હતી, પણ એમ છતાં એ તો ખરૂં કે પોશાકના ટીપટાપ ને બાહેરના બધા ઠઠેરાથી તે હતી તે કરતાં લગાર વિશેષ સુંદર દેખાતી હતી.

એ બધી એ બપઇની માતાની કુનેહ હતી. તે એક ફુરસાજીભરી બારેગાંઠ પુરી ઓરત હતી, જેથી બપઇનાં જભોલાઇ ગયલાં બદન છતાં તે પંદરથી સતર વરસની એક ટટનખાર નાજનીન હોએ તેવી તરકીબથી ડ્રેસ કરતાં તે એ પોતાની બેટીને શીખવી શકી હતી. સારાંશ, સુંદરતા તેમજ સ્વભાવ,

વિચારોનું સંગીનપણું તેમજ ટેસ્ટ વિગેરે દરેક વાતમાં એ એ મસ્યાઈ બેહેનો તદનજ એકમેકથી જુદી અને ઉલટી હતી.

પૈસામાં બી કાંઇક તેવોજ મામલો હતો. બપઇનો બાપ હોય તે કરતાં જ્યાદા બનાવતો હતો, ને ગાંઠમાં ચીચોરાનું જોર નહીં છતાં બી દમપર સુમાર રાખી પોતાને "શેઠ્યા"માં ખપાવતો ને શેઠયાઓમાં ફરવાની હુંફ ધરાવતો હતો, કે જ્યારે મીઠીનો બાપ નજદીક અરધો લાખ જેટલી પુંજી પોતાનાં એ એકપુરાં બચ્ચાનાં નામપર કરીને મરી ગયો તોબી તેનાં સગાંઓ ને બીજાંઓ તેને એટલો માલદાર મુતલગ જાણતાં ન હતાં. તેઓએ ફાલાફુલી કરી કે બતાવી ન હતી. પોતાની કમઇની હદમાં રહીને થોડુંક બચાવી જાણનાર આ એક કુટુંબ હતું, ને પરીણામમાં ભરજવાંન વયે માબાપનો મીઠો સાહયો ખોઇ બેસનાર કમનસીબ મીઠી તદનજ નિરાધાર રવડી પડી ન હતી.

અને એવી એ બે માસી માસીનીઓને "ખીચરીની રીત" ને દહાડે બપઇના ઓરડામાં એ લગનને લગતી બધી વાતચીત કરતી આપણે જોઇએ છીએ.

"અહીં આવ, જરા બેસ," તે બધી નવી નવી સાડીઓ ને તરેહવાર લગનના વસાવેલા નવા વાગાઓ તથા દરદાગીનાઓ જોઇ રહયા પછી મીઠાંએ બપઇને બાજુમાંના એક સોફાપર પોતાની પાસે ખેંચી લીધી. "હવે જરા મને મન મુકીને કેહ તો ખરી કે એવણ છે કેવા?"

"એવણ? કોણ એવણ?"

"હવે અમથી ચીબી ના થાની, તું બી બપઇ?" મીઠાંએ હસીને કહયું; "વરી કોણ એવણ? તાહરા ભવિશના ભરથાર?"

"પણ મરે, વરી તેવણ કેવાક હોએ? માણસ જેવા માણસ!" બપઇ વધતી ચીબી થઇ.

"હવે કાંઇ સાંભરવાની થઇ'છ કે?" મીઠીએ વધતી હસીને કહયું. "હું કાંહાં કેહું'છ જે માણસ નહીં ને—પણ જવા દેની, હું કાંઇ બોલસ તો વરી તુંને ગુસ્સો ખુસ્સો લાગસે."

"પણ મરે, તું પુછવા શું માંગેચ, મીઠી?"

"હું એમ પુછું કે તેવણ ઘણા ખુબસુરત છે કે? તુંને ગમે'છ કે?"

બપઈ મોટે સ્હાદે હસી પડી.

"મરે, જેટલી દુકતીઓ પરણે તે બધી તાહરા વીચાર પરમાણે ખુબસુરત માટીઓજ જો જોતી ફરે તો હું તો કેહું'છ જે દસ વરસમાં છ લગન બી પારસીઓ વચ્ચે થાએ નહીં," બપઇએ ટીકકા કરયા.

"ઓ બરયું રે! ત્હારે શું તું પ્યાર વગર પરણવા નીકરી'છ?"

"પ્યાર?" બપઇએ ટણકો કીધો. "ત્હારાં ને મહારાં માએ બાપ પ્યાર કરીનેજ પરણ્યાં હોશે? એ તો બધાં તમે બહારગામની ઇચિમજીઓ ને અંગ્રેજી શીખેલીઓનાં ઢણક છે. અમે કંઇ એમાં સમજયે નહીં. અમારે મન તો અમારાં માએ બાપે કીધું તે અમારા ખોદાએજ કીધું."

હવે મીઠાં મોટે સ્હાદે હસી.

"તાહરાં માએ બાપ પણુસે કે તું?" તેને હસ્યા વગર ચાલ્યું નહીં,—અને પછી પોતે અત્રે પોતાની માસીને ત્યાં પહરાણી આવી હતી એટલે કોઇ બી કજ્યો વેચતો લેવાનું શોભવાનું નથી એમ જાણી તેણીએ ઉતાવલે વધારયું, "પણ એ

તાહરા વર થતા પાસે પઇસા તો ખોદ એના આપેલા ઘણાજ કેહેવાએછ—નહીં ?"

'તે પરજ તો મેં હા કેહી," બપઈ હવે તેનાં ખરાં રૂપમાં પ્રગટ પડી. "કેહ જે કમમાંકમ પચાસથી સાહઠ લાખ રૂપ્યાનો જીવ છે; નહીં તો એવણુની એવી ઉંમરે હું કબુલ કરતે બી ખરી કે?"

"ત્યારે ઉંમર બી મોટી છે શું?"

"છે—કંઇ ઘણી મોટી નહીં. પચાસમાં એક વધતું કે એકું ઓછું હોશે," બપઇએ બેદરકરીના દેખાવથી કહયું.

"પચાસમાં?" મીઠીએ જીવ જીકાટયો; "ઓ તું હરવા-યરે, બપઇ! એ કાંએ તું પઇસા બદલ એમ ત્યારે તાહરો ભવ વેચતી હોશે?"

"તું તો મુઇ બેઅક્કલ છે," આએ પરયારો નહી ગમ્યો હોએ તેમ ખભડીને બપઇએ કહયું. "આજે છોકરાઓ મલે-ચજ કાંહાં? એમ બધું સારૂં માઠું સારૂં માઠું કરયા કરયે તો ભવના ભવ નીકી જાએ ઘેરેઘેર છોકરા જોવો તો બે કે તન ને પણવા વગરની છોકરીઓ જોવો તો ભારા બંધાએ! રોગ જાણે મહારી. મને કંઇ એવા અકરીકત કરયા કરવાનું ગમે નહીં."—અને મીઠીએ જોઇ લીધું કે આ પોરી પોતાને ફક્ત પઇસા બદલ છતી આંખે આંધળી થઇ વેચતી હતી, કે જ્યારે આસપાસનાં તે જે એકથી અનેક બાહાંણાં બતા-વતી ને ટીકકા કરતી હતી તે બધુ ફકત પોતાનું મન મનાવા ને મન સમજાવાનુંજ હતું!



## પ્રકરણ ૫ મું.



મીઠાં ચુપ રહી. તેને બોલવાનું તો ઘણુંબી મન થયું, પણ તેણે જોયું કે તેની કઝીન બપઇ ફકત પઇસાપર મરતી હતી. તે ચીચોરાથી બીલકુલ લોભાઇ ને અંજાઈ ગયલી હતી, એટલે તેની સાથે એ બાબે ખાસકરીને કાંઇ બી તકરારમાં ઉતરવાનું કેવળ પથ્થરપર પાણી રેડયા કરવા જેવુંજ મીથ્યા થવાનું હતું.

"હું તો ધારૂંચ," તેને માહાત થયલી માનીને બપઇએ ઉલટમંદ જારી રાખ્યું, "કે તુંને તાહરા એવા ઘેલા ગાંડા વીચારો પ્રમાણે જોતાં તો કેથે થર પરવાનું ઘણું મુશકેલ થઇ પરશે."

"ઓ વહીરે માએ, ત્યારે હવે શું કરશું?—ગરીબનાં નસીબ ગરીબ!" લુચ્ચી મીઠીએ જાણે કેવીક ફકર થતી હોએ તેમ ઢોંગનો એક નીસાસો નાંખી કહયું.

"તું કંઇ ફકર ના કર," બપઇએ તરત હીંમત આપી; "હું જરા મારે સાસરે થર પરૂં ને પઇસા ટકાનો બધો અખત્યાર મારે કબ્જે કરૂં તો પછી હું તુંને૦મારે બંગલે રેહવા બોલાવશ, ને તાંહાં તું આવશે તો કોઇને કોઇ સાથે પછી હું તારૂં ચોકઠું તરત બેનારી આપશ."

"થેંક યુ—ખોદા તહારા હાથને જશ આપે," મીઠાંએ ઢોંગભરી ગંભીરતાથી—માંહેલે ભેદે પોતાની આ ભોળી ભટાક સગીની એ બધી સુફયાણી ગણત્રી ને સખ્યારાથી ધુમ ગમત પામતાં કહયું; "હાલ તો હજી તો હું બચ્ચું છેઉં."

"હા રે, બીચારૂં આવાજીનું બુચું! મને ગીયા સહરેવર રોઝે ૨૨ પુરાં થયાં, ને તુંને આવતા આસ્તાદ રોઝે ૧૮ પુરાં થશે; ખરૂં કેની?"

"હા પણ તહારા કરતાં હું નાલ્લી કેની?" મીઠાંએ તકરાર ઉઠાવી. "હું બી જો બીજાં બે ત્રણ વરસમાં કોઇ સારો છોકરો નહીં મલશે તો કોઇ ચીચોરાવાલો ડોસો ડગરો સોહોધીને થર પરી જવશ, પણ હાલ તો માહરી વાત જવા દે ને તાહરીજ વાત કર. મને એટલી ખુશાલી ખુસાલી લાગ્યા કરેછ! જો, સાહજન વચ્ચેથી સેશ ઉંચકીને તો હુંજ ચાલસ જો! મને મારાં પોતાનાં લગન કરાવાની ઉલટ થતી નથી, પણ બીજાંનાં લગનના કારભાર કરવા ને સેસપાત્રીઓ ઉંચકીને લટકોમટકો કરતી સાજન વચ્ચેથી ચાલવા ઘણું ગમેચ."—અને તેઓ બંને હસ્યાં

"માયજી તો એ મારૂં નકકી થવાથી કંઇ એવાં ખુસી ખુસી થઇ ગીયાંછ!" બપઇએ જારી રાખ્યું. "આજે કેટલા કેટલા દાહરા થયા જરા થર ઘાલ્યાં બેસતાં નથી તો! લગનભરયાં ઘેરનો કારભાર કરવાનું કંઈ ખાવાનું કામ છે? કપરયા જાય ને ઝવેરીઓ આવે, ને ઝવેરીઓ જાય ને દરજીઓ આવે, દરજીઓ———"

"ત્યારે તું સુખી થવાની આશા રાખેછ તો ખરી કેની?" તેણીની એ બધી ભપકાની જુડી ભટાઇથી કંટાલો ખાતાં કુનેહથી તેને તેની એ પટપટમાં અટકાવી નાંખીને મીઠાંએ પુછયું.

"સુખી? મરેરે, તું બી, મીઠી, કોટકની પારતી! વરી જાંહાં પચાસથી સાહાડ લાખ રૂપ્યાના ઘણીની હું ઘણયાણીજ થવાની તાંહાં સુખને વરે તે બી કંઇ પુછવાનું હોએ કે?"–અને

જાણે મીઠીના એ સવાલના ખ્યાલમાંજ કેવીક હેમાકાત હોએ તેમ તેણીએ નસ્કોરૂં વટીક ચહરાવ્યું.

"એવણનો એક ભઇ છે," તેણીએ જરા વારે વળી મનને જાંણ્યું આગલ હાંકયું. "કેહજે કંઇ સારો માણસ નથી. ઘણોજ લટખટ ખરાબ ને લુચ્ચો છે. એવણ કરતાં તો છેક પચીસ વરસ નાહ્લો છે, પણ કેથો ભઇની દોલતમાંજ બધો પોતાનો દમ દોરો ભરી મુકેલો છે. તે બીચારાનો ફીગરફેસ અમારાં લગનને દાહરે ઘણો જોવા જોગ થઇ પરવાનો!"

"ભઈ ભઇઓને ત્યારે બનાવ નથી કે શું?"

"નહીં રે—છેક છરી ચુલ્યાનું વેર છે. મારા બજીબાને મનથી તો તદન અકારો ઝેર જેવો છે, પણ તોબી લોકેલાજે લગનને વાસ્તે હમણાં ઘેરમાં તેરવો ને રાખવો પરેલો છે. તું લગનને દાહરે દીવા ટપકાનાં કપરાં લેઇને જાએ ત્યારે જોજે, નહીં તો પછી લગનને દાહારે લગન થઈ રેહવા પછી હું દેખરાવશ. કેહજે વરા ભઇ પાસ માંગી માંગીને હજારો રૂપ્યાનો અત્યાર સુધીમાં દારવાટલો વારી દીધોછ,—પણ તું મને પનણીને જવા તો દે—પછી હું બી જોઉંછ કે એક ફુટી બદાંમ બી તે કેમ હવે પછી એવણ પાસે માંગવા આવી શકેછ તે!"

* * *

લગન થયાં. તે દાહડે બજીબાનો અને બપઇનો ભારી ખુશાલીનો તલુ થયો. બજીબાના પૈસા મુજબ તે આંખ ખુલ્લી રાખીને સોહોધ કરતે તો તેના મુકાબ્લેનાં ખાંચરાંમાંથી કોઇ વધારે લાયક ઉંમરની પરણેનર તેને હાથ આવી શકતે ખરી, પણ એ ડાંખરાજી આએ જુવાંન મોહરદારપર લોભાઇ ગયા,

અને બપઇની માતાની કુનેહભરી બધી કારસાજીનાં પરીણામમાં એ ચોકઠું ઘણુંજ દરોબસ્ત બંધ બેસી ગયું હતું.

બપઇને ઘેર પણ બધું અસલી તોરથીજ કામ લેવાયું. આગલી રાત્રે આતસનો ગરબો ગવાયો હતો, ને તેજ ફાટેલાં ઢોલ જેવા સાહાદની ભેંસાસુરોએ વળી રાગડા તાણીને "સખી સુરજ ભલે ઉગ્યારે! વારીમાં ઉગ્યારે! વારામાં ઉગ્યારે!" એ મકસદના એકનાએક તોર ને એકનાંએક તાહેલાંના રાગડાથી આસપાસના તે આખા લત્તાને બડી બામદાદમાં ખભડાવીને જગાડયો હતો!

સાહાજનમાં બી તેજ પુરાણા હિન્દુ રવેસનું કામ લેવાયું હતું. બૈરાંઓનો ખીચડો જયરે બપ્યાર હૉલમાં પસીનો પસીનો થતો બફાયો હતો ત્યારે "માતીદા" મુવાંની મિજલસે આવ્યા હોએ તેમ, નિશાળ્યાઓની પંગત પેરે, હારેકટાર અદબ વાલી મુગા મંતર ને સાડાસત્તર ગોઠવાયલા બેઠા હતા. ખુબી તો એ કે તેઓ લાંબા લાંબા જામા પીછોડાંના ગાંસડામાં બંધાઇ રૂંધાઇને ઘાઘરા પલટણ બની આવ્યા હતા, ને ટટરબંધ પીછોડાંથી અકરસી વકરસી રહેલા તે સાજન્યાઓ પરનો સીતમ જોવામાં જેટલો સંતાપજનક તેટલોજ વળી તેની તાસીરમાં રમુજી હતો.

અને હજી આજે બી પારસીઓ વચ્ચે તેજ મામલો ચાલુ અને જારી છે! તાજુબ કે તમારા કેળવાયલા પારસીઓને ખુશબખ્તીની એ મિજલસોમાં જરૂરી સુધારો કરવા-કરાવાની હીંમત હજી તક સુઝતી નથી. એ મલવા ભેટવાની, હસ્વા બોલવાની, રમત ગમત કરવાની મિજલસ છે એમ આપણા પારસીઓને હજી પછી તે ભાન કયારેક થશે? કોઇ એકલડોકલ

એ અસલી રાહેરસમમાં કાંઇ દમસાહસ વનાનો સુધારો કરતા હશે તે અમો ના પાડતા નથી, પણ પારસીઓમાં એક એવી મિજલસો માટે નકકી થયલા કોઇ બી ખાસ નૅશનલ ડ્રેસની ગેરહાજરીમાં સાહાજવારીની એ મોટી ખુશબખ્તીની મિજલસો બાબે એકથી અનેક જે અનર્થ થાય છે, ને હદ વગરના છબરડાઓ જે ચાલુ નજરે પડે છે તેમાં ઘણા સુધારા ને ઘણા તાકીદના સુધારાઓની જરૂર છે એમ ના કેહેવાની કોણ હીંમત કરી શકશે?

એ લગનસરાની રૂઢીઓમાં જોઇતા સુધારા બાબે બેશક ઘણું લખાયું છે. ખુદ આ અદના કલમે અત્યાર આગમચ અવારનવાર અનેક ઠેકાણે કેટલુંક લખ્યું છે અને હજી લખી શકાય; પણ આ તે જગ્યા કે પ્રસંગ નથી, ને અમારે અમારી વારતાથી વેગલા જવું સજાવાર નથી.

અલબત સાહાજનની વચમાં, માધવજી થઇને, એક ખચ્ચરના બોજ જેવી શાલ હાથમાં ઉપાડીને તથા કુંકાના લાંબાલટાક ટીલાંના ઠેરા સાથે "પણતો છોકરો"-બજીબા-બેઠો હતો. કન્યાને માટે બજીબાએ પોતાના બંગલાની પડોસમાંનાજ બંગલાની સગવડ કરાવી આપી હતી, અને હવે હાલમાં લગનના કારભારમાં મેહેલ્લી જેમ વર • તરફથી તેમ પેલી મીઠી વહુ તરફથી સારો દાહડો કામમાં ને કામમાં ને ધાંધલમાં ને ધાંધલમાં હતા!

અને જ્યારે "છોકરો" પણવા ગયો ને જોડું પરણવા બેઠું, ને આડા અંતર ને ચોખાની ફેંકાફેંકનાં હંબગ પછી ખરા આશીરવાદ શરૂ થયા ત્યારેજ તે હૉલમાં પેહેલવેહેલ્લી મેહેલ્લીની અને મીઠીની મીલાકાત અને ઓલખાણ થઇ, કે

જ્યારે અજબ જેવું કે બંને એકમેકથી અજબ જેવી હદ સુધી રાજી થયલાં જણાયાં. મીઠી તો તેને બપઇએ કરેલા પેલા રીપોર્ટની રાહે કોઇ લોફર સોફર કે પોસાગીર જેવા દેખાવના એ બજીઆના ભાઇને જોવાની વકીમાં હતી, પણ મેહેલ્લી એ બપઇના કાકા સાથે વાત કરતો હતો તેટલાં ત્યાં મીઠાં આવી લાગવાથી તેણે તેઓની ઓલખાંણ કરાવી ત્યારે તે ગ્રહસ્થ દેખાવના જવાંનને જોઇ તે અજબ થઇ ગઈ, ને પરીણામમાં તે કાકો ખસી જવા પછીથી બી તે બે જવાન્યાંઓ તો બીજો અરધો કલાક તક ત્યાંજ વાતચીત કરતાં ઉભાં રહ્યાં.

"હવે તો આપરે સગાં થયાં," મેહેલ્લી હસીને તેણીને કેહતો હતો; "શું સગાં તે તો મારી બલા જાંણે! હું કંઈ એવી આમરગુચર સગાઇઓ જલદીથી સમજી શકતો નથી, પણ એટલાં અતલગ આપરે હોવાં જોઇએ કે જેથી એકમેકનાં ફ્રેન્ડસ થઇ શકશું—નહીં?"

"હા જી, નહી કાંએ?" મીઠાં સાહલેસાઇથી જવાબ કરતી હતી,—અને, એમ કેહતાં, પુરતા અદબ તેમજ એખ-લાસ સાથની તેઓ વચ્ચે વાતચીતનું જે એક ગાડું તાબરતોબ ગબડતું થયું તે કાંઇ એવી કીસમનું હતું કે તેઓ બંને જ્યારે છુટાં પડયાં ત્યારે એકમેકને માટે કંઇ સારોજ વીચાર લઇને-બલ્કે એકમેકથી પુરતાં રાજી થઇનેજ છુટાં પડયાં.



# પ્રકરણ ૬ ઠું.



બજીબા દાવર ઘણી મોટી–લગોલગ ઘરડી–ઉંમરે પરણીને પરવારી ગયા.

એ એક બોંહસાબોંહસીપર કરેલી શાદી હતી. ખરેખર તો તેણે પોતાનાં લગન કરવાનો ખ્યાલ પાછળથી બીલકુલ મોકુફ કરેલો હતો, પણ મેહેલ્લીપર એકદમનો ને હદ વગરનો અભાવ બરપા થતાં એ ઉડારયા ને જુગારી લખના દીવાલ્યા દુકતાને માહાત કરવાની એકલીજ મતલબથી તે એ પાછલી જીંદગીમાં પરણુવા માટે એમ પાછો ઉલટ કરી તૈયાર થયો હતો, અને હાલમાં હવે પરણીને પાર પડી ગયો હતો.

તે એક બડી ઢીંગસનાં લગન હતાં. બજીબા કંજુસ મખી ચુસ હતો ખરો, પણ તેણે જીંદગીની એકજ વેરના આ વરામાં દુલ્લાં દીલથી મોટો હાથ કાઢયો હતો, ને બપઇ મેહેલ્લાસા સાથે શાદીના પાક તરીકાથી બંધાઇને તે છેક ઘરડી ઉંમરે તે એક નઓજુવાંન મોહરદાર એ રવેસે ઘરમાં લાવ્યો.

અને એ શાદીનાં દરમ્યાંનમાં મીઠાં અને મેહેલ્લીની પરસપર ઓલખાણપીછાણ થઇ, જે એક ઘણીજ દીલકસ જોડીની દીલખુશ ઓલખાણપીછાણ હતી, અને બંને એક-મેકથી કાંઇ અજબ જેવી હદ સુધી સંતોષ પામી રાજી થયાં હતાં.

મીઠાં તો રાજીજ માત્ર નહીં પણ અજબ પણ ઘણી થઇ હતી. મેહેલ્લી દાવરમાં એક ઘણાજ સુઘડ ટેસ્ટથી સજ્જ થયલા આ કોઇ દેખીતા ચંચલ ઝેણના, ઉમંગી, હસમુખા,

બોલકણા, અતી ઘણા સોહામણા જવાંનને પોતાની રૂબરૂમાં જોતાં એ જવાંન નાજનીન છક થયા વના રહી શકી નહી.

તે તો એ બે ભાઇઓનો મુકાબલો જોતાં જાણે પોતાની અક્કલથી હેરત રહી, અને બાપઇએ પોતાની જવાંની આ જુદા સાથનાં જોડાણમાં હરામ ગુમાવી તે બદલ તાજુબી વચ્ચે તેણીની દયા ખાવા લાગી. બજીબા તો કંમરમાંથી પણ વલેલો, જલ્દીથી ઝબોલાઇ ગયલો એક દેખીતો ઘરડો હતો, કે જયારે આ તો એક એવો ખુબરૂ જવાંન હતો—એટલે સોહામણો, એવા ઝલકતા મુખડાનો, એવાં ઉંચા અને સરબસર મર્દાનગી-ભરયા દેખાવનો કે લોક બીચારાને અમસ્થોજ બદલામ કરતાં હોશે એજ અનુમાન પર આવીને તે મધુરી અટકી!

તે વળી વાતચીતમાં પણ બોલીદરાજ એવો પુરવાર થયો કે હરેક ટાહુકાથી તે મીઠાને બેઅખત્યાર હસાવી શકયો તે રમુજી, ઉદાર હેતુઓનો ને દેખીતો ભલી લાગણીનોજ એક જવાંન તેણીને લાગ્યો.

'એ કદાપી વંઠેલો ને બગરી ગીએલો હોશે,' મીઠાં એકાંતમાં લગનની રાતે એકલી પોતાનાં મનસે વિચાર કરતી હતી, 'પણ નહીંજ સુધરી શકે એટલો બધો હાથથી ગીએલો નહીંજ હોવો જોઇએ. હુ તો એનામાં ઘણી એવી કુદરત જોઇ શકુંછ કે સવેલાની ચેતવણી કે મદદ સાથે કોઇ મોહબત સાથે જો એની દસ્તગીરી કરી શકે તો બેચ્ચીત એ ઘણો મજાહનો માણસ પુરવાર થાએ!'

અને બીજા હાથપર મેહેલ્લીના ઓરડાનાં એકાંતસં, મેહેલ્લીના પોતાના તુરંગો કઇ કીસમના હતા?

'આપરૂં તો હવે રંધાઇ ચુકું,' તે પટપટતો હતો.

'બજી તો એક ખોટું દોહોરયું બી હવે પછી ઝાંસવા સાફ ના કેહેછ, ને પોતે પરણીને પાર પડી ગીયોચ એટલે હવે આપુને આપરૂં મોહોત ચેતવુંજ જોઇશે ને સુધરવું જોઇશે. જીવવું હોય તો સુધરવું જોઇશે.'—વળી જરા થોભીને—'આએ પોરી કોઇ જબરી માજનદ્રાણી છે. જોતાં જોતાંમાં મારૂં દીલ જીતી ને ચીત ચોરી જઈ શકી છે. ખુદા જાણે મારા જેવા દેશ ખાઇને દરવાજા બાંધનારને એ એકાએક શું થઇ ગીયુંછ ? આજ તક કોઇ બી પોરીના બાબમાં મને એમ થયું નથી. આએ તો વીસરવા માંગુછ, પણ મુઇ જરા થઇને મારાં મનમાંથી ખસતી નથી. કંઇ ચેહેરામાંજ એવું મીઠું ને ખેંચાણકારક છે! નામ બી "મીઠ્ઠી" છે એજ કેટલું મીઠ્ઠું છે!'—અને તે એકલો એકલો મોટે સાહદે હસ્યો.

* * *

છ મહીના વહી ગયા બજીબા ને બપઇ પરણીને નવાં જુનાં થઇ ગયાં.

મીઠાં તો લગન પછીની લાહોર પાછી ગયલી હતી, પણ જે ફુઇની સાથે રેહતી હતી તે બી બીચારી કૉલેરાના સપાટામાં બે દીવસની રમતમાં સફા થઇ જવા કેડે તે બપઇના હેતભરયાં ઇજનને માન આપી હાલ તો તેની સાથે તેને બંગલે મુંબઇમાં થોડુંક સુધી રેહવા આવી હતી.

પણ તે જોઇએ એટલી નીરાંત કે સુખમાં નહીં હતી, કેમજે તેણે અતરે આવીને જોયું કે બજીબા અને બપઈ વચ્ચે ઝાઝું બનતું ન હતું. તેઓ જરા જરામાં અથડી પડતાં હતાં, કે જ્યારે તે હાજર હોય તો તેને બીચારીને તેથી વગર અગતે ઘણું ખસ્યાણું લાગતું હતું.

તેમનો મોટો મતફેર પઇસા સંબંધીજ હતો. બપઇ મેહેલ્લીના તોરની ઉડાઉ ને ખરચાલુ હતી, અને બજીબાના તે કારણથી બધા પ્રાણ હળી જતા હતા. તે ડોસાંએ આવા બધા કોહેલા સડેલા મામલાની ને બપઇની એ કીસમની નાતાબેદારીની સ્વપ્ને પણ વકી રાખી ન હતી.

અને હાલમાં બપઇ તેના ઓરડામાં તે પોતાની સુદર–પીત્રાઇ મીઠાં સાથ એકલી હતી.

તે સુસ્ત અને થાકેલી હતી. તે અતરે પરણી આવીને એક એવી અચાસી ને સુસ્ત જીંદગી ગુજારતી હતી કે તેને નહીં થાકની થાક લાગી જતી તેમાં માઠાં અજબ થતી ન હતી. તે (મીઠાં) તો નહી કામનું કામ સોહોધી પોતાનાં કસાયલાં હાડકાંને આખો દહાડો રગડી કસરતમાં રાખતી હતી. કાંઇજ નહી હોય તો મોડી રાત સુધી તે કંઇ ને કંઇ વાંચવાનું લઇને બી બેસ્તી, ને પોતાના દાખલાની નકલ કરાવવા જોગું તે બપઇને ઘણુંક કેહતી ને સમજાવતી, પણ ફોકટ.

"મરેરે, દાહરો મુવો એવો લાંબો થાએછ કે જાણે નીઠતાં નીઠતો નથી! કાહારે સાંહાંજ પરે જે ગારી જોરાવીને જરા ઍપૉલો પર જઇએ." બપઈ મીઠાંને કેહતી હતી

"હા, પણ એ વરી આજે શું થયું, બપઈ!" મીઠાંએ અતરે યાદ થતાં, બપઇની આલસાઇની રોજની સાધારણ થઇ પડેલી તે વાત વીસરાવીને પુછ્યું.

"શું?"

"આજે સહવારે નાસ્તાપર તહારા બજી વરી મને તો ઘણા ખભરેલા ને ખાત્તા જેવા દેખાયા?"

"હા, તે તો વરી પેલાજ મુવાને વરે," બપઇએ કંટાળાના

દેખાવથી કહયું. "વરી કેહજે કંઇ નવી રૂમરી મુકાવવા હાલમાં તઇયાર થયોચ."

"કોણ—મેહેલ્લી?"

"ત્યારે તે વીંટીપરનું નંગ નહીં તો વરી બીજું કોણ?" બપઇએ ટીચકું ચડાવી કહયું. "કોઇએ એવણને મલીને એ એગલગામણાને વરે એવી એક બે બાતમીઓ આપેલી છે કે એક તો એવણ રોજના ભેજાંના ગીએલા તેમાં હાલમાં તદ-નજ ભેજું ખીસી ગીયુંછ. તેને અહીં એવણે બોલાવી મંગા-વેલો છે"

"કોણને—મેહેલ્લીને?"

"હવે તું બી શું જનણેછ સમજેછ તોબી વચમાં અમથું અમથું મેહેલ્લીને તેહેલ્લીને કરયા કરેચ?" બપઇએ તરયાપાવ ફેંકયા. "આપરે તે એગદશાની નહીં તો હાલમાં વરી બીજાં કોણની વાત કરીએછ જે તેની વાત?"

"તે કાહારે આવવાનો છે જે?"

"બલા જનણે માહરી," બપઇએ કંટાલાથી કહયું; "એવણ માહરી પાસ કાંહાં લોકના માટીડાઓની પખી મન મુકીને બધી જરામાંની જરા વાત કરેછ જે? એ તો નાસ્તા પછી જરા પટાવી પટાવીને પુછયું ત્યારે જેમ તેમ એટલો ગર આપ્યો. કેહજે સહવારનો આવી મરવાનો ઉતો."

"ત્યારે તો આયોજ હોશે," માકાંએ ઉલટમંદ કહયું. "મેં આજે બંગલાની અગાસીપરથી કોઇને ભારૂતી વીકટોરી-યામાં આવીને આપરા વરંડામાં ઉતરતો જોયોતો ખરો. મને મેહેલ્લી જેવોજ લાગો."

"ત્યારે તો આયોજ હોશે," બપઇએ પોતાની બેઠકમાંથી

ચમકી ઉઠતાં કહ્યું. 'ચાલ, નીચે લાયબ્રેરીમાં જઈએ. તાહ્રાં એ બેઉ ભાઇઓ ત્યારે તો કદાચ કંઇ બી દાહેરાં દોહ્રવતાજ હોશે."

"પણ મને આવવાનું કેમ સારૂં લાગે?" મીઠાંએ આનાકાનીથી કહ્યું.

"હવે ચાલની તું તાહરે; હું સાથે છેઉં કેની?" બપઇ બઉદ થઇ, ને તેઓ બંને તે પછી તે ઓરડામાંથી તરત બાહેર પડયાં

બપઇ ઘણા થસ્સાથી મોટે ઘરની અભઇજી તરીકે છેક ધીરેધીરે દાદર ઉતરતી હતી, ને મીઠાનું તો પાકી જતું હતું! તે પોતે તો તેને ઢકેલો મારી એક ઉંલટમંદ પંખેરાં પેરે ખુશાલ તે દાદર પરથી ગબડી જતે! જવાંનીનાં બધાં જોમ, તેજ ને લોહી છતાં બપઇ ઘરડી ડોસી દેખાવા જેવી ચીબીચાબી થયા કરતી હતી તે એ છોકરીને તો જરા થઇને ગમતું ન હતું.

તેણીએ બપઇ જોડે જવાની પહેલી હરોલમાં જરા આનાકાની કરી ખરી, પણ ખરેખર તો તેને જવાનું નબોજું નહીં થઇ પડતું હોય તો તેને જવા ઘણું ગમતું હતું. તે મહેલ્લીને ઘૂણે મહીને પાછો રૂબરૂ મળવા અને જોવાને ખરાં દીલથી ઉલટમંદ અને અધીરી બની ગઇ હતી.

બપઇએ તેને સાથે લઇ જઇને લાયબ્રેરીરૂમનું અળગું બંધ કરેલું બારણું એક નરમ આંચકાથી ઉઘાડયું, ને પછી તે મીઠાં સાથે અંદર દાખલ થઈ. ત્યાં તે બંને ભાઇઓ એકલાજ હતા.

,,મેહેલ્લી આયાછ શું?" બપઇએ પાધરી પોતાના

ભરથાર અ ગલ જઇને એક ખુરસીપર બેસતાં અજાણી અમ્મા બની કહયું,–કે જ્યારે મીઠાં તો જરા અચકીને તે ઓરડાને નાકેનાજ એક સોફાપર ગુપચુપ માંજણું જોતી બેસી ગઈ.



## પ્રકરણ ૭ મું.



તે ઓરડામાં એ બંને અબળાઓના આવ્યાથી તુરત ચુપકીદી પસરી રહી. તેમનું એ આગમણ બજીઆને ઝાઝું ગમ્યું ન હોએ એમ દેખાયું, પણ તે, અલબત, કાંઇ બોલ્યો નહીં.

તેઓ દાખલ થઇ ત્યારે બારણાં બાહેરથી તે બંને ભાઇઓ વચ્ચે અંદર કાંઇ સખ્ખત ટપાટપી થતી હોવાના સાદ વટીક સંભળાયા હતા, પણ જેવું બારણું ઉંઘડયું કે તુરત વેળા તો બંને ચુપ થઇ ગયા, ને બેઉનું ધ્યાંન તે દાખલ થતી બાંનુઓ તરફ ખેંચાતાં મેહેલ્લી મીઠાંને એ ફેસાદ દરમ્યાંન ત્યાં આવી લાગેલી જોઇ ખચ્ચીતરીને જરા જંખવાણો થયલો નજરે આવ્યો.

ત્યાં એક કચેરી જેવો બધો ઠાઠમાઠ હતો. બજીબા વચમાંની મોટી ટેબલની વચમાં એક કુશાદે ખુરસીમાં ગોઠવાઇને બેઠો હતો, કે જ્યારે મેહેલ્લી તેની સામે એક કેદી કે અપરાધીની ફીસમે ઉભો હતો. બજીએ તેને બેસવા કહયું ન હતું. ને તે બેઠો ન હતો. તે ગુસ્સાની ઉશ્કેરણીથી ઘણો લાલ થયલો દેખાતો હતો.

"તમે લોક બર વખત આયાં," તે અબળાઓનું આવવું દેખીતી રીતે નહીં ગમેલું છતાં બજીબા તરત ખુશમીજાજી થવાનું ડોલ કરી બોલ્યો. "હું આએ તારા દેરને, બપઈ, તેની બધી ખરાબ ચાલનું ટીપણું કેહી સંભરાવતોતો તેવામાંજ તમે લોક આયાં. એ દુકતો મારા પઈસાને કાંકરા જાણેછ."

"તે એવણને થોરી કંમરપર કાંકરો મુકીને કમઇ ધમઇ કરવી પરેછ જે તેની વાત!" બપઈએ મોટા થસ્સાથી ટણકો કીધો.

"તેથીજ તો!" બજી તરત એકમત થયો. "એને તદન હરામખોરી પાઈ ગેઇછ. સરતમાં જાએછ, બીલીયર્ડો ને પાનાના જુગારો ખેલેછ, ને બીજી બધી ખરાબ ઇલતમાં ખોહાર થાએછ ને મને બી કરેછ તે હું શું કરવા ખમ્યા કરૂં? હાલ વરી એક નવું મોટું તરકટ અજવાલાંમાં આયુંછ. મારી ખોટી સહી ફૉર્જ કરીને એ એબલીસે મારે નામે બેંકમાંથી એક મોટી રકમ—"

"શરમ છે!" મેહેલ્લીએ તેને મારવા ધામતો હોય તેમ ઉસ્કેરણીથી લગભગ તેનાં આંગપર આગલ ધસી જઇને કહયું: "કેઇ જીંદગીને વાસ્તે એવું તોહમત મારીપર તમે જોરી શકોછ, બજી? હું તો કેહુંછ જે તમારા બુઢાપાને શરમ છે!"

બજીબાએ ગંભીરતાથી માંથુ ધુણાવ્યું.

"તું ના કેહશે તો તારૂં માનશે કોણ?" તે ડોસાએ તુચ્છકારથી કહયું,—અને તેને વધતો ઉસ્કેરાતો જોઇને વધારયું, "હા, આગળ આવ! મને માર, બચ્ચા, માર! હવે તેટલુંજ બાકી છે. એમ કર કે તરતજ મુશકા ટાટ કરાવીને ચાંચરા મારવા મોકલી દેઉં. તેને વરેજ તો હું ખોટી છેઉં

તેવું કંઇ કર કે લોક તુંને જેલમાં નખાવાને વાસ્તે સાંગી મારીજ દયા ખાય!"

મેહેલ્લી એ બધું સાંભળતાં તરત પાછળ હઠી ગયો. તેણે જોયું કે તેનો ગણત્રીબાજ ભાઇ આએ જે કેહતો હતો તે બધું ખરૂં હતું. તે તો તેનો કાંટો કાહડી નાંખવા એવી કોઇ આવકારદાયક તક સોહોધતોજ બેઠી હતો. તે તો આજે નહી હતો એકાદ આરોપ પણ ઉભો કરી તેને પઇસા વેરીને તુરંગમાં ધકેલી આપે, પણ લોક તેનાં ચામડાં તુપી કાહડે તે ફકરથીજ અત્યાર સુધી તે હીંમત કરી શકતો ન હતો.

"હવે મારૂં સાંભલી લે, દુકતા," તેને પોતાની ભપકાની અસર હેહલ દબી ગયલો જોઇને બજીબા દમામથી બોલ્યો. "તુંને હું છુટી આપું તાહાં સુધી અહીં મારે તાંહાં ખાધાપીધા બદલ હવે પછી નજર કેદ રેહવું જોઇશે. તું જાણેછ કે આએ ફારજરી વાસ્તેના મારા પુરાવા કેવા મજબુત છે?"

"એટલે, તમે મને કંઇ છેકજ બુચું સમજોછ કે શું?"

"બુચું નથી સહમજતો–મોટો ગુન્હેગાર ને અપરાધી સહમજુંછ," બજીબાએ સરપના જેવા સણસણાતથી કહયું. "એ તો મારી પછવારેની બધી તાહારી નેકનામી એક ચોક્કસ ઠેકાણેથી જે અજવાલાંમાં આવી ગેઇછ તે બધું, હું તુને માંડી મેલીને હજી કેહતો નથી. એટલુંજ જાણ કે હવે હું તુંને મારો ભઇ નહી પણ વેરસી મુદદઇ તરીકેજ ઓરખસ, ને મરતાં સુધી કદી માફ કરવાનો નથી."

"વારૂં પછી?"

"એ પચ્ચી ને છવીસ બધુ એજ કે તુંને અહીથી હું

છુટી આપું તાંહાવેર મારે તાહાં કેદ રેહવું પરશે," બજીબાએ પાછો હુકમ ફરમાવ્યો, "ને જો જરા બી મારા એ હુકમની ઉપરાંત જવા જેવું પાણી દેખારયુંછ તો કોઇના બી ડર કે દરકાર વગર આએ ખોટી સહીનાં તારાં મોટાં તરકટ વાસ્તે હું તુંને તાબડતોબ ચાંચરા મારવા જરૂર મોકલી અ.પશ, ને તે બદલ હું બપઇના પોતાના જાનના કસમ લેઉછ."

"પણ હું એમ તમારે તાંહાં જો રેહવશ તો મારી ખરાબ ચાલથી તો સાંગો તમારો બધો ઘેરખટલો બગરી જશે!" મેહેલ્લીએ મોટા કડવાસથી હસીને હકયું

"હું તુંને મારે તાંહા મારા બરોબરયા કે મેહમાન તરીકે નથી રાખતો," બજીબાએ વધતા તુચ્છકારથી જવાબ કરયો; "હું તો તુંને મારા એક નોકર–બલ્કે કેદી તરીકે અહીં રાખુંછ. તાહરીથી કંઈ અમારી સાથે ટેબલપર જમવા અવાશે નહીં, ને અમે પોતે જે ખાઇશું પીશું તે કંઇ તુંને મલવાનું નથી. તુને પછવારેના ઓરડામાં રેહવું પરશે, ને તું ફરવા હરવા બાહાર નીકરશે તાહરે બી અબદુલ તાહરી પછવારે આવશે."

મેહેલ્લીએ લોહી નીકળે તેટલી હદ સુધી ગુસ્સાથી પોતાનો હોઠ કરડયો. તેને મીઠાંની સમક્ષ આ બધું કેહવાતું અત્યંત ને હદ વગરનું ખેજાલત ઉપજાવનારૂ પુરવાર થયું. તે પાણી કરતાં પાતળો થયો.

"તાહરે અમુને કોઇને મલવું કે મોહનું દેખારવાનું નથી," બજીબાએ જારી રાખ્યું. 'હું કે મારી વાઇફ તુંને મલવા કે તાહારૂં મોહનું જોવા ખુશી નથી, ને અમારાં ઘેરમાં જે બી મલવા ભેટવા આવે કે પહરોણાં રહેલાં હોય તેઓને

તો તું તારી કારી સુરત બતાવવાની હીંમત કરવાનોજ નથી એવી મને ખાત્રી છે."

ગરીબ મેહેલ્લી! એક ઘણીજ તારીફલાયક યુક્તીથી રચાયલાં કાવત્રાંમાં તેણે પોતાને એવી આબાદ રવેસે સપડાયલો ને ફસાયલો જોયો કે આએ બધું હાલમાં તો સાંભળ્યા કરવાજ નહીં પણ તે બધાંને તાબે થવા વરીક તેણે પોતાને સારૂ અનિવારય જરૂર થઈ પડેલી જોઈ. તે નિર્દોશ હતો–બીલકુલ નિર્દોશ, પણ હાલ તેનુ નિર્દોશપણું તે પુરવાર કરી શકે એમ મુતલગ ન હતું, અને મોટી બેઇજ્જતી વચ્ચે માહા ભયંકાર સરકારી સજાનો ભોગ થવા પણ તે તૈયાર થઇ શકતો ન હતો.

"તમે એને આપરે તાંહાં રાખોછ તે મને તો જરા થઇને ગમતુ નથી," હયાં વળી બપઇજી છણછણી પડયાં. "જવા કાંએ નથી દેતા જેલમાં? વરી કરે તે ભરે—આપુને શું? અહીં રહેશે તો અહીં કોણ જાણે શું શું નવાં પરાક્રમ કરી બતાવશે!"

મેહેલ્લીએ મોટા ધીક્કારથી તે પોતાની ભાભી ભણી જોયું. તે કેવી રીતે પોતાની હલકી તોખમની આ પુરવારી આપતી હતી! તે, એમ છતાં, કાંઇ બોલ્યો નહીં.

"હવે બસ થયું કે હજી કંઇ લવારોબકરો કરવાનો બાકી છે?" તેણે જરા વારે બજીબા તરફ ફરીને પુછ્યું.

'હા જા, અબદુલ બાહાર છે તે તુંને તાહરો ઓરડો બતાવશે," બજીબાએ આગળથી કરી મુકેલી ગોઠવણ મુજબ પાસે ટેબલપર પડેલો ઘંટ વગાડી કહયું,—અને મેહેલ્લી, આસપાસ જોવાની હીંમત કરયા વગર, જખમાયલાં જીગરે ને નીચી નજરે ત્યાંથી બાહેર પડ્યો, કે જયારે તેણે જોયું નહીં

કે એ આસામીની આંખ્યો તેની પુંઠે મોટા કપટ ને ધીક્કારથી જોઇ રહી હતી ત્યારે તારા જેવી એ તેજસ્વી ચસ્મો તે ખુબ-સુરત જવાંનની પછવાડે મોટી દયા ને દીલસોજીમાંજ ખેંચાઇ જતી હતી !

તેને (મીહાંને) તેનું ઘણુંજ લાગતું હતું. તે અજીબાએ તેનાં દાચાંમાં ફેંકેલા પેલા મોટા ત્રાસજનક અપરાધની સચાઇમાં કેમે કરતાં માનીજ ન શકતી હતી ! તે આરોપ રજુ થયો ને થયો મેહેલ્લી જે પ્રમાણીકપણાંનાં જોશ ને ગગડાટ સમેત ઉસ્કેરાઇ ગયો તેથી આ કોઇ પ્રપંચ કે કાવતરૂં હોવાની જાણે એ સુંદરીને એકદમ પુરવારી મલી ગઇ હતી.

તે પ્યારની આંખોથી એ વ્હાલા જવાંનને જોતી બેઠી હતી, અને તેથી તેણીની સહમજ શકતી ને લાગણી અંને હાલમાં એવડી તીક્ષણ ને જોરાવર થઇ પડી તેનાં એ ભલાં અનુમાનોમાં તેને સાહય કરતી હતી ખરી રીતે તો એક બાર પંદર વરસના બુચાને કોઇ થથરાવે, ને તે દબી ગયલો દુમ દબાવીને નહાસી જાય તેમ આ પાકટ ઉમરનો પુખ્ત કેળવણી પામેલો ને ધારાનો અભ્યાસ કરી પરવારેલો જવાંન ત્યાંથી નામોશી વચ્ચે ચાલતો થયો તે તેણીને બેશક ગમ્યું નહી. કાંએ નહી તે સાંબો થયો? કાંએ નહી તેણે તે ડોસાને સાંબો થથરાવ્યો? કાંએ તે એમ દબી ગયો?

અને ત્યારે વળી તરત તેણીને લાગ્યું કે આ ફોરજરીનો જે અપરાધ તેનાપર લાગુ કરવાનો ટાગડો રચાયો હતો તે જો એક ટાગડોજ હોય તો તેમાં કંઇ એવું હોવુંજ જોઇએ કે જેથી તેનો સવેલા બચાવ નહી થઇ શકે, ને તેથીજ કદાપી તે વધતી તાણખેંચ કરવાથી હાલમાં દાનાઇ સાથે એમ બાઝ આવતો હોય?

"મેં પેહલાંથીજ ઘણી ધીલી દોરી મુકી," મેહેલ્લીની પછવાડે બારણું પાછું બંધ થયું કે બજીબાએ બબાલ્યું. "પેહેલ્લેથીજ જો હું ખેંચી પકરતે તો મારી ને એની એટલી હદ સુધીની ખરાબી થવા પામતે નહીં."

"જોજોની, એ અહીં બી થોરો પાધરો રેહવાનો છે જે તેની વાત!" બપઇએ પાછું ટીચકું કરયું. "એ અહીં બી કંઈ પોતાનાં પાખન બતાવા વગર રેહવાનો છે કે શું?"

"એની પાસે હાલમાં ઝેર ખાવાની અરધી નથી," બજીબાએ સહમજાવ્યું, "ને હવે હું એક ફુટી બદામ બી એના હાથમાં જવા દેવાનો નથી, એટલે પઇસા ટકા વગર એ કરીજ શું શકશે? મેં વરી કાલનાં બધાં પેપરોમાં જાહેર ખબર છપાવીછ કે એક ખરાબ આદમી તરીકે મેં એને મારા વારસા હીસ્સાથી ઓવારનીવાર કીધેલો છે, ને એનાં કરજોનો હું જવાબદાર નથી."

"હું તો એ તમારા પાર્ટપર ઘણુંજ ઘાટકી સમજુછ, મી૦ બજીબા," હયાં તામોશ નહીંજ થઈ શકવાથી મીઠાં ઉસ્કેરણીથી પોતાની બેઠકમાં ચમકી ઉઠીને ઉભી થતાં બોલી. "આજના બધા નહીં તો ઘણાખરા છોકરાઓ એવાજ હોએછ. વરી રેસમાં આજે કોણ નથી જતા ને બૅટીંગ કોણ નથી લેતા? એવણને તમારે પ્યારથી સુધારવા જોઇતાતા. મને તો એવણ ખરેખર ઘણા ભલા લાગેછ, એવણનામાં સદગુણ બધા કાટ ખાતા પરેલા છે, ને દુર્ગુણો તેથી ઉપર તરી આવેલા છે, પણ—"

"તમે નહી સમજો, મીઠાંમાએ, મુગાં રેહી જાઓ," હયાં બજીબાએ નરારો મેલ્યો. "તમે એને સાધુ ના જાણતાં–ઘણોજ

લટખટ ને ખરાબ માણસ છે લેઓની, મેં પકકે પાયે બાતમી મેલવી કે આગલ એક ઠેકાણે મારૂં કાજ ચરવાયુંતું તાંહાં ઉધું ચત્તું તે સાંબેવારાંને સમજાવીને એણેજ તે બધું ઉલટાવી નખાવ્યું! રખે હું પનણું ને મારે તાંહાં છોકરાં થાએ ને એ પોતે રવરી જાએ તે ફીકરથી એ કાફર હરામખોરે મારી વીરૂધ કામ લેવામાં કંઇજ બાકી નથી રાખ્યું, પણ હું એને કદી બી ફાવવા દેવાનો નથી–કદી નહીં. મેં અદીએહેસ્તપર સુખડ લોબાણ મેલીને કસમ ખાધાછ કે હવે પછી મુવે કે જીવતે એના હાથમાં મારી દોલતનું એક સવાફદીયું વટીક નહીં જવા પામે, ને હું એ મારા કસમ પાલસ–છેક મહારી ધાંટીમાંનો દમ ઘુંટઇ જતાં સુધી પાલસ!"–અને આ તે ઠરાવનાં મુસ્તકીમપણાં સાથ કાંઇ એટલા તો કરડા ગુસ્સાથી ટેબલપર હાથ અફાળી બોલ્યો કે તે ચેહેરામાં એકદમ કાલો ઠણક મારી ગયો, ને તેનો એબ્યલ ચેહેરો એકાદ પળ વધતો કદરૂપો ને કદરબીહામણો થઇ પડયો!

મીઠાં થથરી ગઇ. આવું ઝનુન–ભઇ ભઇઓ વચ્ચે આટલી હદ સુધીનું વેર? એ તેણીને નવીન અનુભવ હતો; અને તે છતાં મેહેલ્લીને માટેનાં પોતાનાં સારાં મતમાં તે છોકરી જરા એ દગમગી નહીં. અલબત બધાં નોકરનફરો વટીક તે જવાંનની એ બેઇજ્જતી પામી ગયાં હતાં, ને એવી બેજાલત વચ્ચે તે છતાં તે રહયો હતો તે તેની નબળાઇ તેણીને મુતલગ ગમતી ન હતી. વળી તેની અત્યાર સુધીની વર્તણુકમાં અઘટીટ ઘણુ હોવુંજ જોઇએ એ બી તે મનથી વધતું ઓછું કબુલ કરયા વના રહી શકતી ન હતી; પણ કોઇ બી ઘણાજ ગંભીર ગુન્હાનો તે છોકરો જવાબદાર હોય એ વાત તે માની શકતી ન હતી.

તે ઘણાંજ ચંચળ ભેજાંની ને તેજ બુધીની એક બાહોશ અબળા હતી, માટે મેહેલ્લીની સાથની વાતચીતનો તેને જે થોડો અનુભવ થયો હતો તેથી તે ખાત્રીથી માની શકતી હતી કે તેને તેની મુશકેલીઓથી એક વાર મુકત કરી જો કોઇ માયાથી ખરે ને સીધે રસ્તે ઉતારે તો તેનામાં હજી ભલાઇનું ઘણું ખમીર બાકી હતું ને તે એક ભલો, સાચો ને લાયક જવાંન પુરવાર થાય એમ માનવાનું કશીજ રીતે વેહેમભરેલું નહીં હતું.

અને તેથીજ તે તેને છુપી ચાહતી રહી હતી તે તો જાણે તેને અત્યાર આગમચ પોતાનું તન મન આરોપી ચુકી હતી. જોકે તેમની મુલાકાત ટુંક ને પીછાંણ ઘણીજ દમ વનાની હતી, પણ પોતાનાં દીલનાં તમામ પ્રમાણીકપણાં સમેત તે ભલી છોકરી એ જવાંનને વાસ્તેનાં હેતમાં ખરાં દીલથી એકદમ ખેંચાઇ ગઇ હતી. તે પોતે આચારવિચારની બીલકુલ શુધ્ધ અને સદગુણી હતી, અને તેવી એક આ વંઠેલ જવાંનને ચાહતી હતી, કે જે ચાહને ખાતર તેને, બને તો, પરણીને સુધારવાનો એક તારીફલાયક હદ સુધીનો દલેર કસ્દ તે હીંમતવાન નાજનીન હાલમાં પોતાનાં મનથી લગભગ નકી કરી ચુકી હતી !



## પ્રકરણ ૮ મું.



સંજોગોએ એ પછી જલ્દીજ તેણીની એ ધારેલી ધારણામાં તેને મદદ કરી એક સહવારે તે ફરવા ગયલી બંગલે પાછી

ફરતી હતી ત્યારે બાહેરની પગથીપર અચાનક તે મેહેલ્લી સાથે પાછી રૂબરૂ મલી ગઇ.

તે એકલોજ હતો તે બેતકરાર અત્રે નજરકેદ હતો, અને બજીના વીશ્વાસુ અબદુલનો તેનાપર ચાલુ ચોકીપેહેરો હતો; પણ અનાયસે હમણાં તો અબદુલ તેની પુઠેપુઠ તેના ઓલા પેઠે ભમતો રેહવા માટે મોજુદ ન હતો, અને—અને તેઓ મલ્યાં.

બંનેના ચેહેરાપર એકદમ રતાસ ધસી આવ્યો મેહેલ્લી પોતાની નબળાઇ ને નામોશીની યાદ થતાં આ તેજસ્વિ સુંદરતા સામે એકદમ શરમાયો, અને મીઠાં તો એક સ્ત્રી—અને વળી એક ચાહાતી સ્ત્રી—ની સ્વભાવીક ઓશકથી, જેમ થવુંજ જોઇએ તેમ, વધારે લાલ—અને પરીણામમાં, અલબતાં, વધારે સુંદર બની.

"ફરી આયાં?" મલતાં સાથે બેઉને બરપા થયલો એ પેહેલી હરોલનો ગભરાત સમી જતાં કંઇ બી બોલવુંજ જોઇએ એ જરૂરનું માની મેહેલ્લીએ તુરત પોતાનાં મનનું સમાધાન કરી લઇ વાત છેડી.

'હા જી," તે શરમાળ સુંદરીએ નીચી નજરે ને ધીમે સ્હાદે હજી કાંઇક ઓશકાતાં શરમાતાં જવાબ કરયો,—અને તે ઉતાવલમાં બંગલાના કંપાઉંડમાં વલી જવા જતી હતી.

"કેમ, કંઇ ઘણાં ઉતાવલમાં છેઓજી?" મેહેલ્લીએ હવે કાંઇક વધતી હીમત એકઠી કરતાં કહયું; "મારી સાથે વાત કરતાં શરમાઓછ કે સુગાઓછ?"

"નહીંરે જી, સુગાએ કાંએ?" મીઠાંએ કાંઇક જાસ્તી જુસ્સાથી જવાબ કરયો, અને ત્યારે તેણીની ઓશક ને નાહીં-

મત પણ એક લેહેજામાં દુર થઇ જતાં તે બંને આંખ્યો, સામસામી, અરસપરસનાં હેતનીજ લાગણીઓમાં ખેંચાતી એકાદ પલ એકઠી મલી.

"હું સુગાતી તો નથીજ," મીઠાંએ જારી રાખ્યું, "પણ ખરૂં પુછાવો, મી० મેહેલ્લી, તો તમારા ભાઇની જાસ્તીને તમે જે કીસમે તાબે થઇને અહીં પરી રહયાછો તે મને મુતલગ ગમતું નથી."

મેહેલ્લી, એ સાંભળતાં, છેક માથાંનાં ટાલક તુલક શરમાયો ને લાલ થયો.

"એ એક ઘણી તારીફલાયક તરકીબથી રચેલું કાવત્રૂં છે, મીઠાં, કે જે હું તમોને સમજાવી શકતો નથી," તેણે ખરાં દીલની ઉંડી ગમીની અદાથી જરા વારે જવાબ કરયો; "હાલ ખરૂં માનો કે એ ફૅારજરીના નેહેસ્ત ગુન્હા બાબે હું બીલકુલ નિર્દોષ છેઉં. મારા જેવા એકના ખુદાના કસમ બી તમો તો કદાચ માનશો નહીં, પણ—"

"હું માનુંછ," તે મહાબુએ ખરાં દીલની દીલસોજીથી ઉસ્કેરાતાં તરત જવાબ કરયો; "તમારે કસમ લેવાની જરૂર નથી, કેમજે એ બાબે તમો તદનજ નિર્દોષ હોવાની તો મેં માહરાં મનથી આએ આગમચની પુરેપુરી ખાત્રી માની લીધીછ."

"ઓ, કેવું હેસાંન!" મેહેલ્લીએ ખરાં દીલનાં હેસાનમાં ઉસ્કેરાઇને તે સામે ઉભેલી મધુરીનો નહાનો નરમ નાજુક સુંવાલો હાથ પોતાના હાથમાં પકડી લેતાં કહયું.

મીઠાંએ તે ગુસ્સાથી ઝટકાવીને કે નરમીથી છોડાવીને પાછો ખેંચી લીધો નહીં. તેણીને તેમ કરવું પણ અસભ્ય લાગ્યું, અને ખરૂં કહીએ તો આચારવિચારની હુબહુ શુધ્ધતા

છતાં મેહેલ્લીએ તો હાથ પોતાના હાથમાં લીધો તે તેને ગમ્યું. મેહેલ્લીનાં દીલનાં પ્રમાણીક જોશ અને સાચવત સિવાય તે વર્તણમાં તે પલે અયોગ્ય, વાંધાભરેલું કે ગલોચ કશુંજ ન હતું એમ તે જવાંન બાંનુ એક સેકંડમાં મનથી માની લઇ શકી.

"પણ એમ તમે અહીં કાંહાં તક ત્યારે કેદ પરી રેહી શકસો?" તેણીએ તે ઉપરથી કાંઇક વધતાં હેત ને કાળજી સમેત સવાલ ઉઠાવ્યો.

"હું મહારી ગણત્રીમાં છેઉં," મેહેલ્લીએ કડવાસથી હસીને કહયું. "હું જો હાલમાં કવખતે જરા બી ચેંચું કરૂં તો બેશક એ મને જેલમાં ધકેલી આપી શકે એવી કુનેહથી એણે કામ લીધેલું છે, વાસ્તે મને હાલ તો સમાલી સમાલીને કદમ ઉંચકવું પરેછ; મગર એ બધી વાત જાહનમ ગઇ. તમે મને ગીલ્ટી માનતાં નથી તેજ બસ છે, ને તેની મને ખાત્રી મલવાથી મહારી છાતીપરથી જાંણે એક પાહાર ઉંચકઇ ગીયો!"

"એટલું બધું?" મીઠાંએ કહયું,—ને તે મોહ પમાડે એવા મીઠાસથી હસી.

એ પછી તે દહાડે તો તેઓ થોડીક બીજી ત્રીજી વાતચીત કરીને છુટાં પડયાં, પણ એ રવેસે મીલાકાતનું મંડાણ થયું તે કાંઇ એટલેથીજ આખર થયું નહી. તેઓ એ પછી રોજ મલતાં રહયાં. ચાહી ચીતીને મલવાની મકસદથીજ બંને મલતાં હતાં કે કેમ તે તો કહી શકાતું નથી, પણ એ મીઠી મીલાકાતોની બંનેને ચાલુ તૃષ્ણા ને આરજુ થતી રેહતી એ તો ખરૂં.

અને મીઠ્ઠી મીઠી તેમાં કશુંજ અનર્યાદશીલ માનતી નહી.

તે પોતાનાં પ્રમાણીક દીલની લાગણી મુજબ બીલકુલ નિષ્ક લંકપણે વરતતી હતી તેજ તેના જેવી એક સદગુણી છોકરીને માટે બસ હતું. તેના પ્યારમાં તે સાચી અને વિચારોમાં શુધ્ધ હતી, અને સાચા પ્યારનું લક્ષણ એ અને એજ થઇ શકે છે.

એ પછી થોડુંએક બપઇની સાલગરેહ પડી, અને તેણીએ બજીબાપર દબાણ કરી તે દહાડે મોટી ધામધુમની એક મેજબાની કરાવી ઘણાંક સારે ઘરનાં પહરોણાં આવ્યાં હતાં, અને તે દાહડેનો બધો કારભાર મીઠાંને હાથ હતો. સ્વ રૂપવાન મીઠાં, તેથી, એ રાત્રે કાંઇ ઓરજ ઠેકેરાથી તઇયાર થઇ હતી, અને જોકે તે પોતે એમ દરદાગીના ને ઉચા પેશાકોનો ઠેકેરો સજવા ઝાઝી રાજી ન હતી, પણ બપઇએ બજીદ થઈ તેના કને એ બધો સણગાર સજાવ્યો હતો.

અને એ ઠેકેરામાં મીઠ્ઠાં મીઠી કાંઇ એવી તો મનોહર લાગતી હતી, એટલી દીલકસ, એવી જોવાજોગ મનોહર કે તેને ચોરી છુપીથી દુરથી જોતાં પ્યારઘેલો મેહેલ્લી હર્ષઘેલો થયો. તે તમામ આજેજ અને માહાત થયો. 'માહરાં કાંહાં નસીબ,' તે મનથી પટપટનો હતો, 'કે એવી એક ફીરેસ્તા જેવીને મારી પરણેતર બનાવી આએ અત્યાર તકની બેઆબરૂ ને તુફાણી જીંદગીને બદલે હું એક શાંત સુધરતી ચાલની ને સુખી જીંદગી ગુજારી શકુ?'

તેને, અલબત, મેલાવડાનાં દરમ્યાનમાં આવવાને હક કે રજા ન હતી, પણ ખાંનુ ખલાસ થયા પછી જ્યારે મોટા હોલમાં મેહેમાનોને રીઝવવા ગાયન શરૂ થયું ત્યારે તે વચલા મોટા દાદર તલે ભરાઇ રહયો, ને મીઠાં ઉતાવલમાં એક ફેરો માળ પર જવા ગઇ કે તે તેને પકડીને દાદરની તલેના એક સાઇડરૂમમાં ઘસડી ગયો.

"આજે તો તમે મારી ગમ જોતાં બી નથી, મીઠાં?" તેણે દુખથી કહ્યું, અને તરત વધારયું, "મીઠી, મીઠ્ઠી મીઠી. હવે હું મારાં દીલનો ઉભરો રોકી શકતો નથી. તું મારા જેવા એક નાલાયકનો હાથ એક સદા સુધી માટે કબુલ કરી તેને બચવા ને સુધરવાની હજી બી તક આપી શકશે? મારી પાસ પઇસા નથી, સારૂં નામ નથી, આગલી આબરૂ નથી પણ તાહરા જેવા એક ફીરેસ્તાની ઓથે એ બધું મને ખાત્રી-પુર્વક લાગે છે કે હું ખચ્ચીતકરીને મેળવી શકશ. કહે મને ત્યારે કે તું મારા જેવા એકને કબુલ કરી ને કબુલ રાખી શકશે?

મીઠાં તો ગભરાઇજ ગઇ. આ એટલુ બધું ઉતાવલુ, અચબુચ ને કવખતનું હતુ! આવી એકાદ માંગણીની તે સંપુર્ણ વકી ને તઇયારીમાં તો હતીજ, મગર હાલ આએ કામકાજને વખતે દીલની ઉશ્કેરણી કાબુમાં ન રહેવાથી મેહેલ્લી ભટ દેઇને એમ બોલી દેશે એમ તો તે મુતલગજ ધારતી ન હતી; અને તે છતાં તેની એ કાકલુદીભરી અપીલનો મેહેલ્લીને તે મધુરી તરફથી તે સુભાગ્ય રાત્રે શો જવાબ મલ્યો તે અત્રે વીસ્તારીને કેહવું જોઇશે?

* * * *

તે રાત્રે એ પછી અરધેક કલાકે એક ભયંકર બનાવ બન્યો. બપાઈ અચબુચ કેકે ગુમ થઇ ગઈ, ને તે બનાવ તદન નાહીં ધારેલો જાણમાં આવ્યો, કે જ્યારે ખુશીની તે મીજલસ છેક મોડી રાત્રે ભારે ગમી સહીત બરખાસ્ત થઈ.

એ થયું શું? તે ગઇ ક્યાં? બજીબાએ ઓરડે ઓરડા જોવાડયા, રોશણીથી દીપાયમાન કરાવેલો આખો બાગ ને કંપાઉંડ વગેરે બારીકાઇથી તપાસાવ્યા, પણ તે કેથે હતી નહી!

હીરામોતીમાં ગાંજરાએલી ને બેકીંમતી પોશાકોના બહારમાં એકદમ થથેરો કરી નીકળેલી તે છોકરી એમ અચબુચ અલોપ થઇને ગઈ કયાં? શું તેને ધરતી ગલી ગઇ?

મોટો ગભરાત વ્યાપી રહયો. બધાં ખાઈ ઉઠયાં ને હૉલમાં આવ્યાં ત્યાં વેર તો તેને સૌએ પોતાની આસપાસમાં જોયલી હતી, ને પછી બજીઆ તેને કંઇ કેહેવા સોહોધવા લાગ્યો તો મલી નહીં. તે થાકી ગયલી હોવાથી કદાપી પોતાના ઓરડામાં ગઇ હોય એમ જાણી ત્યાં તરત તલ્લાસ કરવામાં આવી, પણ તેની આયાએ સાફ ના કહયું જે તે એ તરફ તો આવીજ ન હતી; અને તે પછી તે આખી રાત-બલ્કે બામદાદ તલુ થતાં સુધી ગુસ્સાથી ઘેલા બનેલા બજીઆએ એકને જગ્યે દસ ખરચી નાખીને આતાલ પાતાલ એક કરી નાખવા જોગી અનેક જુસ્તેજો ચાલુ રખાવી,—પણ કશોજ પતો મલ્યો નહીં!

## પ્રકરણ ૯ મું.



તે ગઇ કયાં? સૌ ખાઇ જમીને પરવારયાં ત્યાં સુધી તો, ઉપર કહેવા મુજબ, ઘરડા બજીઆની એ જવાંન મોહોરદારને ખુશ ખુશાલ, ઉલટમંદ, પેહેડેલીઓઢેલી, ઇસ્કીમીસ્કી બનેલી સૌએ પોતાની આંખ તલે ચાલુ જોયલી હતી, અને તે પછી ડ્રાઇંગ-રૂમમાં ગાયનનો રંગરાગ જામી રહયો તેટલા અરસાના દરમ્યાનમાં અલોપ અને અદ્રષ્ય બનેલી એ બપઇ ગઇ કયાં?

તે ગભરાતની અને સોહોધાસોહોધની રાત પછીથી બીજી

સહવારે મોડેથી મીઠાં અને મેહેલ્લી હૉલમાં અચાનક મલી ગયાં. મેહેલ્લી ઘણો ફીકકો હતો. તે સારી રાત ઉજાગરો ન હોએ તેમ તેની આંખ ઉજાગરાથી લાલ બોટાં જેવી થયલી દેખાતી હતી.

"ઓ મેહેલ્લી, કેવું બુરૂં થયું!" ભલી મીઠાંએ દયાથી લગભગ રડી દઇને તેને કહયું. "કોણે જાણ્યુંતું કે અચાનક એમ બધા રંગમાં ભંગ થઇ જશે! એ શું થયું હોશે?"

"ખુદા જાણે, ડીઅર, મને બી કંઇજ સહમજ પરતી નથી," મેહેલ્લીએ જવાબ કરયો. "હું તો ધારૂંછ કે—"

પણ તેટલાં તો કડાકા સાથે હૉલનું બારણું પાછું ઉઘડયું, અને બજી ઉશ્કેરાયલો દાખલ થયો. તેની પુઠેપુઠ ને છેક લગોલગ પોલીસ હતી. એક યુરોપયન કોનસ્ટેબલ ને એક જમાદાર સાથે બે "પીલી પાઘડી"ની તે એક ખાસ્સી મજાહની ચંડાળ ચોકડી હતી.

"પકરો!" બજીબાએ અંદર આવતાંને વાર બુમ મારીને ગડબડાટ કરયો. "મહારો શક બધો તે ગેઇ ને ગેઈ આએજ મુજીપર છે. મહારી પાસ મોજુદ પુરાવો નથી, પણ મહારી ખાત્રી છે કે એણેજ તેનું ખુન કરેલું છે ને લાશ કેડે બી સાંતી દીધેલી છે."

"તું ભાઇ કે કસાઇ?" મેહેલ્લીએ પોતાના ગભરાત ને અજાયબીમાંથી મુશકીલ સાથે ફારેગ થતાં મોટા કડવાસ ને ધીક્કાર વચ્ચે કહયું; "શું કરવા એમ તું મહારી પુઠે લાગોછ? કાંએ મને હાલી એમ સતાવ્યા કરેછ?"

"તમારે અમારી સાથે આવવુ પડશે," હયાં તે કોનસ્ટેબલે તેને કાંને લાગી કહયું,—"અને હાલ તમે જ બી કંઇ બોલો

તે વધતું તમારી વિરૂધ્ધ જશે તેથી નહીં બોલો તેજ બેહેતર."

મેહેલ્લીએ દયાજનક રવેસે મીઠાં તરફ જોયું. તે સજનીની આંખમાં બજી તરફ ફક્ત ગુસ્સાના જવાલા જલતા પ્રગટ જણાતા હતા, ને તેથી તે અભાગ્યા જવાંનને ઘણી હીંમત ને ધીરજ મળી. તે તેને બીલકુલ બેગુનાહ માનતી હતી એ એકજ નજરમાં જોઇ લેવાનું હતું, ને તેથી હવે તે ઘણી દ્રઢતાથી બોલ્યો, "તમારે મને લઈજવોજ હોય, મી૰ કોનસ્ટેબલ, તો હું તાબે છેઉં."

એ પછી તેઓ ગયા. એક દાહડો, બે દાહડા, ત્રણ દાહડા ગબડી ગયા પણ બપઇ તો દટઇજ ગઇ. તેને તો ધરતી ગળીજ ગઇ હોએની તેમ તેનો કશોજ કેથે પત્તો મળી શકયો નહીં પોલીસે સોહોધખોળ કરવામાં કશીજ બાકી રખી નહી. બંગલાના કંપાઉડના કુવાઓમાં વરીક તરનારાઓને ઉતારવામાં આવ્યા, પણ કેથે નહી—કેથેજ નહીં! બસ એટલુંજ અનુમાન થઇ શકતું હતું કે કોઇએ બી તેનું ખુંન કરયું હતું, પણ કોણે અને કાંએ, તે ખુંન કરીને લાશની શી વ્યવસ્થા કરી મેલ્લી હતી તે કોઈ કશીજ રીતે કલ્પી શકયું નહી.

એ દરમ્યાન મેહેલ્લીને મેજીસ્ટ્રેટની કોર્ટમાં ખડો કરવામાં આવ્યો, પણ એક બી સીધા કે આડકત્રા પુરાવાની ગેરહાજરીમાં તેને, અલબત, તરતજ બાઇજ્જત છોડી મુકવામાં આવ્યો

તે એ પછી કેદથી રીહાઇ પામેલો પાધરો પોતાના ભાઇ બજીબા પાસ ગયો. તે ગુસ્સાથી ઉશ્કેરાયલો એ વખતે છેક લાલ ભુંડ જેવો બની ગયલો હતો!

"હું તમારાં પલીદ મુકામમાંથી જાઉંચ, બજી," તેણે ઘણાજ ગુસ્સાથી કહયું. "હું તમારા જુલમગાર બસ તલે રેહેવા

હવે સાફ ના પારૂંચ, અને હવે જોઇએ તો જેમ આએ નહી વાંકના વાંક સારૂ તમે મને પકરાવ્યો ને જેલમાં મોકલાવ્યો તેમ પેલા તે જુદા ઉભા કરેલા જૅારજરીના વાંક સારૂ બી થાએ તે કરી લેજો."—જરા થોભીને—"હજુ બી તમો માનોછ કે નહીં, બજી, કે અપઈ ગુમ થવાના બાબમાં મ્હારો હાથ કશોજ નથી ?"

"કદી નહી માનું," તે બુઢાએ લગભગ ચીસ પાડીને જીવ છુકાટયો. "મ્હારી તો ખોદાનાં ઘેર સુધીની ખાત્રી છે કે તું અને તુંજ તેનો કરપીણ ખુંની છે. જાંહાં પહેલું મ્હારૂં કાજ ચરવાયુંતું તાંહાં બી ખાતર પારીને બધું એદાન મેદાન કરનાર તુંજ દોજખી ઉનો એમ પુરવાર થયુંછ, અને હાલ મ્હારે તાંહાં ફરજંદ પેદા થવાની વકી ઉતી એવો મામલો જાણતાં તેંજ મ્હારી દોલતની હુકપર અદેખાઇના મારયાએ એ બીચારી બપઇનો બી કાંટો કાહરી નાંખેલો છે—પણ જાણ કે મ્હારો દીકરો ને વારસ થનોતો તું મુવો, પણ એક દોકરો બી મ્હારી દોલતમાંથી હવે પછી કોઇ બી દાહારે તાહરે ફાલે આવવાનો નથી.—એક ખોટો દોકરો બી નહીં!"

"મને હવે જોઇતોજ નથી," મેહેરજીએ મોટા કડવાસથી કહયું; 'હું મ્હારી પાછલી તુફાંણી જીંદગીથી તદન ધરઇ બરાઇ ગીયોગ, ને એક શાંતી સાથની નવીજ જીંદગી ગુજારવાનો નેક ઠરાવ મ્હારાં મન સાથ કરી ચુકયોચ હું ગમે એવી મેહનત મજુરીથી પણ આબરૂ ઇજ્જત સાથે હવે પછી મ્હારૂં પુરૂં કરવાનો છેઉં, ને મ્નો તેથી તમારા પૈસાપર હવે નફરત આવીછ. હું મ્હારી પાછલી જીંદગી માટે પસ્તાઉંછ, મગર હજુ બી માનજો કે ખોટી સહીનો ને આએ તહમારી બપઇ

બાબેના જે આરોપ તમે મહારીપર લાગુ કરોછ તે બેઉના સંબંધમાં હું તદનજ અને બીલકુલ બેગુન્હા છેઉં!"

"ધુત, કમીના, જા હવે અહીંથી-કારૂં કર તહારૂં, નહીં તો એ બધી તહારી જુઠ્ઠી લભાંસથી મહારી ધીરજ એકદમ ખોહી બેસી હું વરી કંઈ નવું જુનું કરી નાખશ," બજીએ ગગડાટ કરયો.

"ખોદા તમોને મહારી તરફની એ સખ્તાઈ માફ કરે," મેહેલ્લીએ હવે જુદો થતાં ને રૂખસદ લેતાં ઘણુંજ દર્દમંદ દીલે કહયું; "હવે આપણે જીંદગીમાં ખુદા ચાહશે તો આપરે પાછા કદી મલવાના નથી."—અને તે એક દચકાંના અવાજ સમેત ફરી જઇ તે ઓરડામાંથી બાહેર પડયો, કે જયારે પીસેલા દાંત વચ્ચેથી તે બુદ્દો બબડયો, "ખોદા તુને ગારત કરે! ખોદા કરે ને તું દરયાને રસ્તે જાય તો તહારૂં વાહાણ ડુબી જાએ, કે રેલને રસ્તે જાએ તો ત્રેન ઉંધી વરે!"

હવે મેહેલ્લી તે ઓરડામાંથી બાહેર પડયો કે ત્યાં બારણા આગળજ મીઠાં ઉભેલી હતી. તેણીએ તે છુટા પડતા બંને માજયાઓની વાતચીત ને તકરાર સાંભળી લીધી હતી. તેણીની આંખોમાં આંસુ હતાં.

"ત્યારે તમે સધાવોછ?" તેણીએ મેહેલ્લીના રડમસ ચેહેરાપર ઉંડી ફીદાગીરી ને હદ વનાની હેતભરી દયાળુ લાગણીથી નજર ઠેરવતાં પુછયું.

"હા, વ્હાલી મીઠાં," તેણે ગમખારીથી કહયું. "મેં નાહક તાહરાં જીગરમાં મારા જેવા એક નાલાયક વાસ્તે જુઠી ઉમીદો ઉભી કીધી. મને માફ કરજે ને મને ભુલી જજે."—અને તે જવા કરતો હતો.

"ઓહો, કાહાં ચાલ્યા ધમકમાં ને ધમકમાં?" પોતાનાં આંસુઓ વચ્ચેથી હસીને મીઠાંએ કહયું; "તમે જાણોછ કે મારો પ્યાર કે મારૂં વચન કોઇ બી બેદીલપણાં કે અરધાં જીગરે આપવાવાલી હું છોકરીજ નથી? હવે તો જાહાં તમે તાંહાં હું!"

"અરે પણ, મીઠ્ઠી, હું તુંને કેમ માહરી સાથે લેઇ જાઉં? તું મને કેમ કબુલ રાખી શકશે? મારી પાસ હાલમાં ખાવાની ખાખ નથી, ને મારી ઇજ્જતના વટીક માહરા ભઇએ આગલ રેહીને આગ્એ મુજબ કાંકરા કરી નાખેલા છે!'

'ને તેથીજ તો તમે મને વધતા પ્યારા લાગોછ," મીઠાંએ વધતી હસીને કહયું. "સુખનાં સાથી તો બધાં થવા આવે; દુખમાં સાથી થાએ તેજ ખરાં એ ખરી વાત છે કેની?' અને તે પાછું હસી.–"અને ત્યારે હાલ હું તમારાં દુખમાં સાથી થવા માંગુછ, ને પછી વરી સુખમાં સાથી થવશ."

મેહેલ્લી આ અજબ તબયતની પાક ફીદાગીરી ધરાવનારી લાખ નેકમાં એક મળે એવી એક તરફ ઉંડાં વ્હાલની અજાયબીમાં ટીકતો ઉભો.

"પણ, મારી વાહલી, હું તુંને કેમ લઇ જાઉ?" તેણે જરા વારે પાછું કહયુ; "મારી પાસ ખાવાની ખાખ નથી, વાસ્તે હું જઇને કંઇ પેદા કરી શકું ને મંડાઇને તુંને બોલાવી શકું તેટલાં—"

"તે બધું પછવારેથી થયા કરશે," મીઠાએ ધીરજ આપીને કહયું. "મારા બેહેસ્તી પપાના મારાં નામપર કરેલા ચાલીસ હજાર મોજુદ છે તે આપરે વાસ્તે ગરીબ સંસારે ઘેર માંડવા ને ઘર પરવા પુરતા છે. હાલના શરૂઆતના ખરચનો, તેથી,

તમે કશીજ ફકર ના કરો, વ્હાલા,"–અને તે દીલરૂબાએ મોટા વીશ્વાસ વચ્ચે પોતાનો હાથ મેહેલ્લીના લાગણીઓથી ધ્રુજતા હાથમાં મેલ્યો.

"તું મારો રાહનુમા ફીરેસ્તો પુરવાર થઇછ, ડારલીંગ," મેહેલ્લીએ મોટાં હેસાનથી ઉભરાતાં દીલે કહયું; "હું મારી પાછલી જીંદગી આજે જે કમકમાત સાથ જોઇ શકુંછ તે ફીસમે મને તે જોવાડનાર ને મારી આંખ ખુલી આપનાર તુંજ છે. તુંજ મને સુધારનાર ને ખરે રસ્તે મુકનાર હવે પછી માટે હંમેશગી સુધીનો મારો રાહનુમા ફીરેસ્તો છે. ને એ પાક રાહનુમાઇને કદમોકદમ લાયક પુરવાર થવા હવે તે સાહેબ મને તોફયત બક્ષે!"—અને તેઓ હેતથી બગલગીર થયાં, કે જ્યારે તેજ પલે અચબુચ વળી બાજુમાંનું બારણું ઉંઘડયું, અને બજીબા પોતે ઉબરપર આવી ઉભો.

તે તો હભતીજ ગયો. તે તો ફાટીજ ગયો! ઓ ગજબ, મીઠાં મહેલ્લી જેવા એક હડધુત પામેલા "હરાંમી"ની બગલમાં!!

'મીઠાં, શરમ છે!" તેણે મોટા ગુસ્સાથી કહયું. "મેં તુંને ઘણી ઇજ્જતવાલી છોકરી જાંણી તી. ઓ, કોણે તારા તરફથી આવી બેશરમીની વકી રાખી હોશે'

"મોહનું સમાલીને વાત કરો, મી૰ બજીબ્બ," મીઠાંએ મોટા તોરથી કહયું, ને બજી તો થથરીજ ગયો. "અમે તો બેઉ વર બહેયર છુઇએ. અમારાં લગન હવે જલદીજ થવાનાં છે!""

"તું? મીઠાં તું?" બજીનો દમ ઘુંટાઇ ગયો, અને તેને લાગ્યું કે મીઠાંનું માથું ખસી ગયલું હોવું જોઇએ.

"હા, હુ; અને હવે ચાલો, સાહેબજી, અમે જઇએછ," તેણીએ તેને અતી ઘણો દબાયલો જોઇ ઘણી રમુજ પામતાં

જરા વારે પાછું કહયું,–ને તે પછી તરતજ તેઓ ત્યાંથી પોતાનો અસબાબ લેવા ઘરમાં ચાલી ગયાં, કે જ્યારે એક પીંછના ફટકાથી બી તુટી પડે એટલો બધો બજી આજેજ થઇ ગયો!

તેને આ બધો અજબ જેવી હદ સુધીનો "કોહેલો સડેલો" મામલો સહમજ પડી શકયો નહીં મેહેલ્લીને તે પાન પાવલા વગર રવડાવી મારવા ચાહતો હતો ત્યારે તે તો ઉલટો એક તડાકે ધન ને ધણયાણી બંને મેળવી બીજી દસ મિનીટ પછી તેના બંગલામાંથી ધણી આસાની વચ્ચે હંમેશની રૂખસદ પાંમી બાહાર પડયો એ શું કાંઇ ગજબ જેવો ગજબ હતો?

---

## પ્રકરણ ૧૦ મું.

તે પરેલ તરફની વીધવાઓની એક ચાલી હતી, કે જેના એક ગરીબ ગાલાના એક તેવાજ ગરીબ ને ગલીચ ઓરડામાં એક મુફલીસ પારસણ લગભગ ભુખે ટવલતાં એક બચ્ચાંને શાંત કરવાના વ્યર્થ પછાડા મારતી ખોલામાં લઇ બેઠી હતી. તેની આસપાસમાં નીર્ધનતા અને કંગાલ્યત છેક છેલ્લી હદ સુધીનો ત્રાસ વરતાવી રહેલી એક તડાકે નજરે આવતી હતી. ખરેખર તો તે એક બચ્ચુજ ત્યાંની છેક છેલ્લી પાયરીની તંગદસ્તી અને મુફલીસીનો એક મુસ્તકીમ પુરાવો હતો. માતાનાં દુધના પવિત્ર આશીરવાદથી વચીક બેનસીબ સરજાયું

હોય તેવું તે એક બચ્ચું, તવાયલું અને કંટાયલું, ચીસ પાડીને રડતું હતું.

એવામાં એક કોઇ બીજી ભરજવાંન અબળા તે ઓરડામાં આવી. તે બાહાર ગયલી પાછી ફરી હતી.

તેણીએ આવતાંને વાર એક અજ્ઞાતથી માથાંપરથી સોડ કાઢી નાખી, અને નીસાસપણે, થાકેલી ને ખીજવાયલી, બાજુમાંની એક બાસ્તીપર બેસી ગઇ.

"મુવા અકરમાને દહીઓ બી કાંણોજ મળે!" તે નવી આવનારે કડવાસથી હસીને કહયું. "કેથે વાસન ઉજારવા જેવું બી કામ મલતું નથી. જાંણે કેવુંક ચોરાંત્યું કારખાનું આપરે લેઇ બેઠાં હોઇએ તેમ જાહાં કામ માંગવા જાંઉંછ તાંહાં મુવાં મને શકની નજરથી જોવા લાગેછ, ને 'બચ્ચાં સાથની વીધવા અમારે તાંહાં નહીં ચલે' એવો એકનોએક જવાબ મલ્યા કરેછ. હવે તો જાણે જીવ તદનજ થાકીને કંટારી ગીયોચ!"

હયાં તે બચ્ચું વધારે કલ ખાઇને રડયું, અને ત્યારે તે દયાહીણ માતા–તે નવી આવનારજ તે બાળકની મા હતી–ગુસ્સા ને નાસીપાસીની મારી ઓય ઉઠીને તે નાતવાનની ગરદન ભચડી મુકે એટલી બધી ઉસ્કેરાયલી ને ખીજવાયલી નજરે આવી!

"મરેરે એ પેદાની પરતી!" તેણે કંટાલાથી બખાલ્યું. "એ આવી ને આવી બધું મહારૂં બેદાન મેદાન થઇ ગીયું, ને એને લીધે તો બધેથી હારમાર હારમાર થાઉંછ. મુઇ મરી બી નથી જતી! એવી ચીર ચહરેછ કે જાણે ઉઠીને—"

અને તે અરધી દીવાન્યત સાથે તે બચ્ચાંનાં બદનપર ઘસારો વટીક લઇ ગઇ, કે જ્યારે પેલી પરાઇ જે હાલ તે

કમનસીબ બાળ માટે એક માતાથી અધીક હતી તેણે તેને છાતીમાં વધતા વ્હાલનાં જોરથી સાંતી દીધું, અને પેલીને એક હડસેલાથી પોતાની આગળથી દુર કરી.

"મુઇરે તુ, ભીખઇ," તેણીએ ઘણા ગુસ્સાથી કહ્યું. "તહારૂં ભેજું છેકજ કેમ ચરવા જાએચ? એ પસુ બચ્ચાં સાથે કાંહાં ધસી ધસીને તારૂં જોર ભાંજવા આવ્યા કરેછ! માએ છે કે પેલે ભવની દુસ્મન?"—અને પછી પેલીને ટંડી પાડીને વળી સાંમેની બાસ્તીપર પાછી જઇ બેસતી જોઇને વધારયું, "ત્યારે હવે તેં કરવા શું ધારયુંછ?"

"કુવો તલાવ!" ભીખઇએ જુસ્સાથી જવાબ કરયો. "ફકત એકજ એ છેલ્લો ઉપાય હવે મહારે અજમાવવાનો બાકી છે. અહીં મુંબઇમાંજ મહારાં માસી કેથાં આવી રહેલાં દેખું. તેવણના પગપર માંથુ મુકવા કાલે સહવારે હું જવાની છેઉં. બધા સાથે તેવણ મુવાંએ બી મને મહારા બાપના પુરવવાથી ઓવારનીવાર તો કીધીછ, પણ કદાચ મહારાં પગપાણીથી હજી બી પીગલે તો પીગલે હું તેવણના બંગલાની બાતમી આજે મેળવી લાવીછ."

"ને તેવણ બી નન્નોજ વાસશે તો?"

"તો પુછી હું એક કલાક બી જીવવાની નથી, સુના," ભીખઇએ ઠરાવથી કહ્યું; "તો હું પાછી ઘેરમાં આવવાનીજ નથી, ને આએ રતન છે ને તું છે. તાહારે ગમે તો એને ઉધારજે ને તાહરે ગમે તો એને પુરી કરી નાંખજે."

તે એક કાંહાંણી હતી-આ કોઇ ભીખઇની. તે એક ભુલેલી ભારજા હતી. બાજે વખત માબાપની ઉપરવારેની થઇને ઘણીક હેમક છોકરીઓ પોતાને માંથે જીવતું દોજખ વ્હોરી

લે છે તેમાંની આ એક કોઈ તદ્દન નાલાયક ને હેમક દુકતી હતી. તેની મા તો મરી ગયલી હતી, પણ બાપ પાસ પાંચ પૈસાનો જીવ સારો હતો, ને તે તેના શીરછત્ર સાહયામાં પુરતી સુખી હતી, કે જ્યારે તે હીણ નસીબની અભાગનીને એક કમીના સાથ અચબુચ એક દાહડે છુપાછુપ નહાસી જવાનું સુઝયું, અને ફેજ, અલબત, એવી દીવાન્યતનો જે હંમેશ થવો સજાવાર છે તેજ થયો. તે પોરયો અભણ, ટુંક ભંડોલ્યો ને કપાત્ર પુરવાર થયો, ને એ પોરી તેને ઉતાવલે પરણીને ધીરજથી પસ્તાવો કરવાની પુશકળ પરવાર પાંમી! તે પોતે દેખીતી આંખની આંધળી પુરવાર થઇ, અને એવી અંધાપો પામેલી હેમકોને દાખલો બેસાડવા તે પોતાના દ્રષ્ટાંતમાં હદ વનાની દુખી થઇ.

તેઓ પરણવા પછી અતીઘણાં તંગદસ્ત ને મોહતાજ બનતાં ચાલ્યાં, ને જ્યારે ઝેરી તાવની થોડા દીવસની માંદગી પછી તે પોતાના બાપના કારભારીના જે હુલ્લડ જેવા પોરયા સાથે નાહસી આવી હતી તે પોરયો બી તેને પરણી જીંદગીનો એ કીસમનો દુઃખભરયો લ્હાવો ચખાડી સદા સુધી માટે ચાલતો થયો ત્યારે બુચકલી રતનના બોજ સાથે કમનસીબ બીખદ હાંદેસાઓ તલે એકદમ વધતી કચડાતી ચાલી.

તેણીએ તે પછીથી મારીની ઘણી તલબગારીઓ કરીને પોતાના નામોશી પામેલા પીતા અને ખફા થયલાં બીજાં સગાંઓનાં ઘણાંક પગપાણી કીધાં, પણ વ્યર્થ. કોઇએ તેને દયાનો હાથ કે એક સુક્કી રોટલીનો ટુકડો વટીક પુગો પાડયો નહીં. ત્યાર કેડે છેલ્લે હાલ થોડું એકથી તે આ કોઇ સુનાનાં

પેટાંમાં આવી રહી હતી, અને અમો તેને આ અમારી નહા-
નકડી વારતાના સફાઓપર રજુ કરયે છીએ ત્યારે પોતાની એ
જાતની જીવતી જીંદગીથી તે પુરતી ધરાઇ ભરાઇ ગયલી હતી.!

પણ હવે તેનો સીતારો અચબુચ ને નહીં ધારેલો પાછો
બદલાઇ ગયો. તે એ સાહાંજે હીણાયલી અકળાયલો પાછી ફરી
ત્યારે તેની અજાયબી વચ્ચે તેને બાતમી મળી ગઇ હતી કે
તેની એક સાવકી માસી, જે પણ પાંચ પૈસે પુરતી સુખી
હતી તે, હાલમાં કેટે મુંબઇમાં આવી રહેલી હતી, અને જોકે
તેના તરફથી મદદ કે મારીની તે ઝાઝી ઉમેદ રાખતી ન હતી,
તોપણ પોતાનો આત્મઘાત કરવા આગમચ બીજી સહવારે તેના
બંગલાની મેળવેલી બાતમી મુજબ તે ત્યાં એક વાર જવાનો ને
નસીબની બાજી એક વાર હજી ફરીથી અજમાવી જોવાનો હાલમાં
પકકો કસ્દ કરી ચુકી હતી.

તેના લાભમાં ફકત એ હતું કે તે હજી પુરતી જવાંન
ને દેખાવલી હતી. તેણીએ તે અવિચારી ને પાપભરયું પગલું
ભરયું હતું ત્યારે તે ફકત અઢાર વરસની એક નાસમજ તારૂણી
હતી, કે જયારે અત્યંત હાંદેસા ને હાડમારીનાં પાંચ વરસ એક
જીવતાં દોજખના અનુભવનાં પસાર કરયા કેડે હાલ તેની ઉંમર
તેવીસ ને ચોવીસ વરસની આસપાસની હતી. વળી તે સ્વ-
ભાવની ઘણીજ તીંખી ને તેજ હતી એ પણ તેણીની કમાલ
એબ હતી, માટે તેણીની વધતી ઓછી ખુબસુરતી એજ, ઉપર
કહેવા મુજબ, તેણીના લાભની એક એકલી સીફારસ હતી.

અને તે, એટલા ઉપરથી, બીજી સહવારે ગઇ, ને તેની
વકી ઉપરાંત તે માસીને મનાવવા ને પીગળાવવામાં તે
અજબ જેવી હદ સુધી ફત્તેહમંદ થઇ. તે માસામાસીને

ઘર કશાં ફરજંદ ન હતાં, જેથી આ પોરીએ તેમના પગપર માંથુ મુકી ત્યાં જે પગપાણી કર્યું તેથી તેણીના નમાયા હાલપર તેમને વધારે વેહેલી રેહેમ આવી, ને આયંદા તેમણે તેને મોટાં દીલથી માફ કરયું.

અને પછી શું થયું?

સારૂં થવા માંડે છે તો સારૂં થઇ જતાં વાર થતી નથી. બીખઇની હદ વનાની ખુશાલી વચ્ચે તે માસીએ તેને પોતાને ત્યાં રાખી દીધી, ને પોતાનાં બચ્ચાંને પોતાના લાભ થકી છોડી આપવાના એક બી વસવસા વગર તે બેરેહેમ ને અકુદરતી માતા તરતજ બેટ્ઠી મારીને થબી ગઇ. તેણીને બીહીક લાગી કે તેને માથે એક બચ્ચાંની જોહોર છે એવું બી જો તે જાહેર કરશે તો કદાપી આ માસા માસી તેને આશરો આપતાં ને મદદ કરતાં વધતાં ખસતાં થઇ જશે, એટલે એ બાતમી આપવાથી તે દાનાઇથી ખાસકરીને પહરેજ રહી.

તેને ગરીબ બીચારી સુનાની ભલાઇ ને તે બચ્ચાંને માટેના તેને ખરાં દીલના બરપા થયલા હદ વગરના પ્યારમાં ઘણો એતબાર હતો. તેજ છેલ્લાં એકાદ વરસ દરમ્યાન તે અકુદરતી માતાનાં હીણનસીબ બચ્ચાંની પોતે મા થઇને રહી હતી, અને તે બી તેને હાલ તો એમ આસાની • સાથે છોડી આવવાને લફંગી બાખઇને એક વધારે કારણ ને લાલચ પુરવાર થયાં.

અને ત્યાર પછી, વળી, નખરાંબાજ નસીબે જે નવી વલાંણ તેણીના સંબંધમાં અખત્યાર કરી તે એ હતી કે તેની ઘરડા બજીઆ જોડે ઓલખાણ થઇ બજીને તેના માસા સાથ સારૂં હતું, ને તે તેમને ઘેર આવતો જતો હતો, એટલે તેનાં

દેખાવલાંપણાંથી મોહીત થઇ બુઢો બજી તરત લટ્ટુ થઇ ગયો.

તે તો એવી એક મોહોરદારની હાલમાં કેટલુંકથી ખડે પગે સોહોધમાંજ હતો-કોઇ જવાંન અને દેખાવલી. તેની બપઅને અજબ જેવી રવેસે ગુમ થઇ જવાંને એકાદ વરસ ગબડી ગયું હતું, ને તેની તે આગલી પરણી જીંદગી હાલમાં હવે તદન ભુલાવે પડી હતી. તેનીજ નહીં પણ પોલીસની ને સર્વેની ખાત્રી થઇ ચુકી હતી કે તે બીચારી કોઇ માઠા બુરા ફેજે પુગી હતી, ને આ ધરતીની રેહેવાસન નહી હતી, કે જે અનુમાનને એક વરસના વધારાએ સામાન્ય મજબુતી આપી દીધી હતી. એટલામાટે ખરડો બજી બીજી કોઇ જુવાંન માહોરદારની હાલમાં સોહોધમાંજ હતો. તે ઉલટથી કરતાં વધારે તો ફીનાથીજ પરણવા માંગતો હતો. મેહેલ્લીને માહાત કરવાનો તેનો અરમાન ને તેને હાથ પોતાની દોલતની એક પઇ બી જતી અટકાવવાનો તેનો લોભ એક સરબસર દીવાન્યત સાથે તેની નસેનસમાં પચી ગયો હતો, ને તેથી જલદીથીજ પાછો પરણીને પાર પડી જવા તે બેવડા ઉત્સાહથી હાલમાં પાછો ઉલટમંદ બન્યો હતો

ટુંકમાં, ભીખઇને જોવા ને ઓલખવા પછી તે બુઢાએ તેણી સાથે જે "લવ-મેકીંગ" ચલાવ્યું તે રમુજ વીસ્તારીને અત્રે લખવા અમો કને જગ્યા નથી. તે બધું કલ્પી લઇ શકાશે. માસીને ત્યાં પોતાનો ચીઠડેહાલ પોશાક ઉતારવા પછી તે થોઇ થાઈ થઇને ફરતી હતી તેવા ઠાઠમાં ઘણી વધારે સુંદર દેખાતી હતી, અને તેથી તેને જોતાં ને તે વીધવા હતી એમ જાણતાં બજી તરતજ તેણીના લાભમાં એકદમ ઘસડાઇને ઘોડામોરદુ

થઇ ગયો વળી, બીજા હાથપર, એવો એક ચરબદાર ને ચીકાસવાલો બીલ્કુલ નહીં ધારેલો હાથ આવવાથી લુચ્ચી ભીખાઇને તો જોકે હદ વનાનાં ઘીંકેલાં થઇ પડયાં, તોબી મનમાં ભાવે ને મુંડી હલાવે જેવું તેણે ઘણુંક કરી બતાવ્યું, અને પછીજ એ "લાકડે માકડું" આયંદા એક થતાં, બીજવર બજી બીજી વાર બીજવર ભીખઇને પરણીને પોતાની હકદાર મોહરદાર તરીકે પોતાને બંગલે લાવી શકયો.



## પ્રકરણ ૧૧ મું.

ત્રેવીસ વરસ વહી ગયાં–ત્રેવીસ વરસ! વખત જતાં કાંઇ વાર લાગે છે? વખત પાણીના રેહની માફક ઘસડાતો પવનની પીઠપર બેસીને પસાર થઇ જાય છે. તે કોઇને માટે થોભતો નથી. ઇંગ્રેજીમાં કહયું છે કે 'વખત અને ભરતી એ બંને કદી બી કોઇને માટે થોભતાં નથી, અને ગુપચુપ નિયમીત પોતાનું મુંગે મોંહોડેનું કામ કરયાં જાય છે.–અને કોણ કેહેશે કે તે ખરૂં નથી?

એ મુજબ છેલ્લાં પ્રકરણમાં આપણે જે બાંચી આવ્યાં તે બનાવોને વાંચનારે ત્રેવીસ વરસ વહી ગયલાં મ ની લેવાનાં છે. એ જમાના જેવાં લાંબાં વરસોના દરમ્યાનમાં આપણી વારતાના સંબંધમાં નવું અથવા જાણવાજોગ કશું બન્યું ન હતું. તે બંને ભાઇઓ એકમેકથી એ અરસા દરમ્યાન તદન અલગ અને જુદા થયલા સદા જુદાજ રહયા હતા, ને કદી બી ફરીને રૂબરૂ મલ્યા ન હતા.

મેહેલ્લીએ તો, એમ છતાં, પોતાના બચરવાલ સાથના પાછલા સુખી સંસારની અએસ વચ્ચે પાછળથી પોતાના વડા ભાઇ બજીને પોતાનાં મનથી દીલોજ્ઞન સાથે માફી બક્ષી દીધી હતી. તે પુરતો સુખી હતો. મીઠાં જેવી એક મોહબતવંતી મોહોરદારમાં તેને એક એવું બેમુલ રત્ન હાથ લાગી ગયું હતું કે તેજ જાણે એ હીણનસીબનાની આખી સરજતનો પાસો ને પાયો ઉલટાવી આપનાર એક નસીબનો નવિસ્તો પુરવાર થઇ. તે મેહેલ્લીનો રાહનુમા ફીરેસ્તો તેને પોતાના પ્યારથીજ નહીં પણ પોતાના વારસા હીસ્સાનાં ધનથી વટીક નવાજી શકી, અને ત્યારે તેણીની એવી નેકી અને અશોઇની પવિત્ર અસરો હેઠલ તે ભુલેલો જવાંન એકદમ સુધરીને સારી રાહ ઉપર પાછો ચાલ્યો આવ્યો તે માટે આપણે અજબ કેમ થઇશું?

એક ભલી મોહરદારની નેકી ને અશોઇની તાસીરજ ઓર છે. એ કાંઈ વારતાઓ માટેની નીર્માણ કરેલી એક સહ-રાગની નસીહત નથી, પણ ચાલુ અને ખરી જીવતી જીંદગીમાં હજારો મરતબા હજારો રવેસે પુરવાર થઈ ચુકેલી એક બીના છે, કે જેમાં એવી સદગુણી સતીઓ ખોહારામાં ગરદન તક ગરક ગયલા ભરથારોને બચાવા ને સુધારવામાં પોતાની પવિત્ર બાંહેબરીથી• ફત્તેહ પામેલી છે: અને આપણે દુઆ કરીશું કે ખુદા એવી નેકબખ્ત મોહરદારોની સદા આ સંસારમાં બોલ-બાલા કરો!

મગર, પેલા હાથપર, કપટી બજી કશી બી ઉદાર વૃતીથી કદી બી પોતાના એ નાધલા ભાઇને માફ કરી શકયો હતો નહી. તે વરસો તક શત્રુ રહયો, ને એ શત્રુવત સાથેજ મરવા વટીક ચાહતો હતો. તે હવે પોણોસો વરસની જૈફીની

ભરતીમાં ભરાયો હતો અને તોબ્બી જીવતો હતો, એટલુંજ નહીં પણ મેહેલ્લીનાં લોહીમાં રોટલી બોળીને ખાઇ શકે એવું તેને માટે દુશ્મનઇનુ એક જબ્બુનમાંજબ્બુન ઝેર દીલમાં પચાવી તે ઝેરી જીંદગીપરજ જાણે પોતાનો ગુજારો કરતો હતો.

તે પેલી બીખઇને પરણ્યો તે આપણે આગલાં પ્રકરણમાં વાંચ્યું. અલબત તે બી પેલી આગલી મોહોરદાર બપઈ જેટલીજ એક નાલાયક પરણેતર પુરવાર થઇ, પણ કપાલે કાન ચોંટયા એ કાપી કોણ કાઢી શકે છે?

તે પોતે તો સુખી થઇ ગઈ હતી. કીચલમાંનો તે એક લેવટો હતી કેવી નીર્ધનતા-કેટલી ગરીબીની કંગાલ્યત વચ્ચે તે પેલી સુના ને પોતાનાં દુધમલ બચ્ચાં સાથે રહેલી હતી તે આપણે યાદ કરીશું, અને ત્યારે એવી એક તે અસલ મોટી મોહતાજીમાંથી આ રીતની પૈસે પુર થઇને અએશ અસરતની લેહેરચેહેરમાં આવી પડી તે નખરાંબાજ નસીબનું, અલબત, એક એવું કર્તવ્ય હતું કે જે તેના જેવી એક ઓછી કેળવણી પામેલી અભણને સીધે રસ્તે તો નહીંજ પ્રેરે? તેણીએ કશી બી આનાકાની વગર વરસો તક પોતાનાં તે નિર્દોશ બચ્ચાંને છેક અકુદરતીપણે છોડી આપ્યું હતું તેજ તે એક કેવી નમુનેદાર મોહરદાર તેણીના પરણ્યા સંસારમાં બજી માટે એ ત્રેવીસ વરસના લાંબા દરમ્યાંનમાં સિધ્ધ થઇ હશે તેનો આપણને સહજ ખ્યાલ આપી શકશે.

તે હાલમાં ડાઇનીંગહૉલમાં પોતાના ધનવાન ધણીને બંગલે સહવારે એકલી કૉફી સીપ કરતી બેઠી હતી. તેની બાજુમાં તરતનો ઉંઘાડેલો ને વાંચેલો એક કાગળ ખુલ્લો પડેલો

હતો, ને તે વાંચીને તે કાંઇક ખીજવાયલી હોય એમ નજરે આવતું હતું.

તે બી હવે ઘરડું ડોખું થઇ ગયું હતું. ત્રેવીસ વરસની વાતપર તે પરણી આવી ત્યારેજ તે ત્રેવીસથી ચોવીસ વરસની ઉંમરની તો હતી! એટલામાટે તે હાલ પચાસની લગોલગ પોંહોંચી ગઇ હતી, અને તે તેને કડવું ઝેર જેવું લાગતું હતું. તેને ઘરડી થવા કે ઘરડી દેખાવા ગમતું ન હતું, અને તેથી તે જુવાંન નહીં છતાં જુવાંન દેખાવા થકી બાલ કલર કરવા ને ગાલપર ગોલાબ ઉગાડવાની એવી એક જેહેમતના પછાડામાં પડી હતી કે જે પછાડાના બાએસથી, બની શકે તો, તે સાંમી વધારે બદસુરત બનતી જતી હતી, જે જોવાનું તેને ભાન ન હતું.

અને તે હવે, ઉપર કેહેવા મુજબ, હાલમાં ડાઇનીંગ–હૉલમાંની મોટી ટેબલપર એકલીજ કૉફી પીવા બાજુમાંનાં પેલાં તરતનાં વાંચેલાં કાગળ સમેત બેઠેલી હતી.

"મહારે કાંઇ કરવુંજ જોઇશે,' તે પટપટી. "સુના મરીજ જાએ તો એવી ઉંમરે રતાં એકલી કાહાં ને કોણને આધારે ઉધરે? મહારે તેને હવે તો અહીં લાવવીજ જોઇશે." અને તેણીએ તે કાગળ કચડી ભચડી ડુચો કરીને તુરત વેલા તો પોતાનાં ગજવાંમાં થેસ્વી દીધું.

તે હાલમાં પણ થથેરામાર તૈયાર થયલી હતી. ઘરમાં વટીક ઘણીજ ઇશકીમીશકી થઇને ફરવાની તેને તબેહ થઇ ગઇ હતી. તેનાં ગલાંમાં એક સુન્નાનો ચીટકી બેઠો હોએ એવો મશીન–પૉલીશનો તો ઝપઝપ થતો છેડો હતો, ને કાનમાં "આગળ પેહેડવાની" એક હીરાની બુટ્ટી ઝકઝક થતી હતી.

તે હૉલનો ઠાઠ બી, વળી, આંખે ઉડીને વલગે તેવોજ હતો ફરનીચર અને સર્વ કાંઇ મોઘું, ખરચાલુ ને ટેસ્ટફુલ હતું. ભીખઇએ ઘરડા બજીને પરણીને તે ડોસાના પઇસાનું ખુબ પાણી કરી નાંખ્યું હતું એ એકજ નજરે જોઇ વળ-વાનું સહેલ હતું, તે હાલમાં પોતાની બેટી રતાંનો વિચાર કરતી હતી,—તે કમનસીબ બાળકી કે જેને તે બેરેહેમ માતા એક બી વસવસા વગર પેલી એક કોઇ ત્રાહીત સજ્જન (સુના)ને આશરે છોડી આવી હતી તે વાતને વરસો વહી ગયાં હતાં, અને રતન હાલમાં તો મોટી બૈરી થયલી હતી એમ છતાં હજી તે સુનાનેજ પોતાની માતા જાણતી હતી, ને પોતાની તે જણેતાની બધી એ દયાહીણ કારસાજી બલ્કે તેણીની હસ્તી-થીજ અત્યાર તક સમુળગી નાવાકેફ હતી !

તેણીએ–તે માતાએ–વરસો તક રતાં અને સુના એ બેઉને અવલ તો આસાની સાથે વીસારી આપ્યાં હતાં, પણ પાછ-ળથી એ બાબે દીલનો ડંખ નજ ખમી શકાવાને લીધે તેણીએ છુપાછુપ પોતાનાં બચ્ચાંની ભાલ કઢાવી ગરીબ સુનાનો પત્તો મેળવ્યો હતો. તે પછી તે પોતાના ભરથારથી છુપાછુપ પોતાનાં બચ્ચાંના ગુજારા થકી સુનાને વાસ્તે એક સારી ધરખમ રકમ દર મહીને મોકળતી રહી હતી, અને ભલી સુનાએ પોતાથી બની શકતી તે બચ્ચાંને કેળવણી અપાવી અત્યાર તક તેને સારીજ હાલતમાં ઉધારી હતી.

પણ હવે સુના પોતે મરવા સુતી હતી, અને તેથી રતનને આવીને લઇ જવા અથવા ગમે તે બંદોબસ્તી કરવા તેણીએ ભીખઇને ખાનગીમાં લખી વાલ્યું હતું, અને આપણે આ પ્રકરણની શરૂઆતમાં એ મીસીસ બજીબાને ખભડાત

ફફડાત વચ્ચે નાસ્તાની ટેબલ પર કૉફી સીપ કરતાં જે કાગળ વાંચતી જોઇ આવ્યાં તે એજ હતું.

તે એ એકજ બાબદમાં પોતાના જૈફ ભરથારથી બીહીતી હતી. એમ તો આખી જીંદગીમાં હજારો બાબદમાં બજીને 'ડૉન–કેર' કરીને તે તેની ઉપરવારી થઈ હતી, પણ આ એક બાબદ એવી હતી કે જેને માટે તે ઘણી થથરેલી રેહેતી. તેને તેણે પેહેલાંજ ખરૂ કહી દીધું નહીં એ પોતાની ભુલ માટે પાછલાં વરસોમાં એ અબળા ઘણી પસ્તાઇ હતી; મગર હવે તો પસ્તાવાને વાસ્તે બી ઘણું મોડૂં થયું હતું. વરસો વહેતાં ગયાં, અને જેમ એ વાત જુની થઈ તેમ તે છુપાવાની જરૂર તેટલાં પ્રમાણમાં સાંમી વધતીજ આવી, અને હવે? હવે અત્યારે તે કેમ પોતાનાં એક આગલાં બચ્ચાંની હસ્તીની વાત બજી આગલ જાહેર અને કબુલ કરી શકે? તેને એમજ લાગ્યું હતું કે તે પ્રપંચ હવે જાહેર થતાં તો બજી તેને ઢકેલો મારીને પોતાની ઓસરીએથી ઉતારી મેલે,–અને આવી ઉંમરે બેશુમાર પૈસાટકાનો આ બેમીસાલ વૈભવ છોડીને તે ત્યાંથી જઇજ કેમ શકે?

અને એ બધા વિચારો કરતી ને તુરંગો ચલાવતી તે હાલમાં કૉફી પીતી બેઠેલી હતી તેટલાં ત્યાં એક જવાંન દાખલ થયો. તે સોહામણો, પતલો, ઉંચો ને દમામદાર હતો. તેનામાં વળી કાંઇ એવું હતું કે જે તેને જુએ તે ચાહે. તે મીઠા સ્વભાવનો, તેવાજ મીઠા મુખડાનો એક ઘણોજ મનહર ગબરૂ જવાંન હતો

તે હાલમાં ઈંગ્રેજી પોશાકમાં હતો. તે સહવારની

સેહેલઘાહ "રાઇડીંગ" (ઘોડેસ્વારીએ) જઇ આવેલો હતો. તે તેઓનો (બજી અને ભીખઇ)નો એકનોએક સપુત સોહરાબ હતો.

હા, તે તેના બાપની આંખનો કરાર, તેનો એકનોએક ગાદીવારસ બેટો–એકજ ફરજંદ હતું. બજીનો અરમાન મેહેલ્લીને તેણે બાતલ કરયો ને કરયો રોજે અવલથી એજ હતો. એજ મકસદ ને મતલબથી તો એ બુઢો છેક જૈફ ઉંમરે બએ મરતબા પરણયો હતો, અને તેનો એ અરમાન ભીખાઇએ પરણી આવ્યા પછીનાં પેહલાંજ વરસમાં ફલીભુત કરયો હતો. તેઓને ત્યાં એક બેટાનો સુભાગ્ય જન્મ થયો હતો, અને તે આ સોહરાબ હતો.

---

## પ્રકરણ ૧૨ મું.



"કેમ મમા?" દાખલ થતાં સાથે હાથમાંનો ચાબક બેદરકારીથી તે મોટી ડાઇનીંગ ટેબલપર ફેંકતાં ને તેણીની પાસે ખુરસી લેતાં સોહરાબ બોલ્યો, "માહરી ચાએ કાહાં છે?"

"ઓ વાય, તે વરી આજે મને શાંનું પુછેછ?" તે માતાએ ગુસ્સો કીધો. "ચાએ જોઇતી હોય તો બૉયને બોલાવીને કેહે!"

સોહરાબે, એ ઉપરથી, ટેબલ પરનો ઘંગ વગાડયો, અને પોતાને માટે ચાએનું કપ જલદીથી લાવવા બૉયને વરદી કરી.

એ દરમ્યાન તે મા દીકરો એકલાં પડયાં. સોહરાબે ટેબલપર પડેલું ઇંગ્રેજી પેપર ખોલીને તેમાં માંથુ ખોસ્યું, ને તેની માતાએ બેદરકારીના દેખાવથી ગુપચુપ કૉફી હજી પીયાજ

કીધી. દેખીતુંજ હતું કે તે મા-દીકરા વચ્ચે ઘણાં દરાંપરાંનાં હેતનો કોઇ એખલાસ ન હતો.

તે ભીખઇના ખુદરતીજ બેદરકાર ખવાસનું નજીસ પરીણામ હતું. તેણે એ બચ્ચાંને આયા દાયાઓને આધારે ઉધારયો હતો, ને તેથી ના તો તેને સોહરાબનો કે ના તો સોહરાબને તેણીનો ઘણો પંડાસ પડયો હતો. પોતાનાજ જીવને સુખ દેખાડવા ને મોજ કરાવા ખંતી એવાં જે-થોડાંક કમીનાંઓ થઇ શકે છે તે માંહેલી આ ભીખઇ એક હતી. તે તેવી હતી ત્યારેજ તો તેણીએ પોતાની આગલી બેટીને નાતરસપણે પડતી મેલી હતી કેની?

સોહરાબ પર દીવાના પ્યારથી વીહીલો પડનાર તો ફકત તેનો ઘરડો બાપ બજી હતો, ને કોઇ તાજુબ નથી કે સોહરાબ તેવાજ ઉંડા ભકતીભાવથી તે બુદાને ચાહતો હતો એ બાપ બેટા વચ્ચે એખલાસ ને બનાવ છેક અજબ જેવી હદ સુધી ઘણોજ હતો. અલબત તે બાપનામાં બી અત્યંત નાલાયક તે જવાંને ઘણું જોયું હતું, પણ તેનો તેને કદી ખેદ થયો ન હતો. અજાયબી જે ખરેખરી હતી તે એજ કે એવા કફોડા માબાપને ત્યાં એક આ ખરૂં રત્ન પેદા પડયું હતું!

તેણે ઉંચી કેળવણી લીધી હતી. બજીબાએ તેને દરેક રીતે પોતાનાં પૈસા ને પદવીને લાયકનો ઉધારવા અને શીખવી કેળવણીને સોસાયટીને લાયકનો કરવામાં કશીજ કચાસ થવા દીધી ન હતી. તે, અલબત, આ બધું મેહેલ્લીના જીવપર-મેહેલ્લીની બોંહોંસપર!-કરતો હતો, અને તેમ કરતાં સોહરાબને સંગીન લાભ અને ફાયદો થયો હતો.

અને હમણાં જ્યારે તે પેપર વાંચતો પોતે ઑરડર કરેલાં

ચાએનાં કપની વાટ જોતો બેઠો હતો ત્યારે તે માતાને અચણુચ ખ્યાલ થયો કે રતાંને અત્રે લાવીને રાખવાની બજી પાસે રજા મેળવવા તેણીને સોહલીને હથ્યાર કરવાનું ખચ્ચીતકરીને સલાહકારક હતું. એ ઉપરથી તે પોતાની કૉશી ઉતાવલે પુરી કરીને સોહલીની છેક નજદીકમાં આવી ઉભી.

"ફરી આયો તેથી તરસો થયોછ કે, બાવા?" તેણીએ અસાધારણ હેતથી કહયું–અને સોહરાએ અજાયબીમાં તેના ચેહેરા ભણી ઉંચું જોયું. તે પોતાની કંઇ બી મતલબ હોય કે કંઇ કામ કાઢી લેવા માંગતી હોય ત્યારેજ એમ મીઠ્ઠી થતી. તે મીઠ્ઠી હતી તેટલીજ જુઠ્ઠી હતી. તે તેનો જણેતો દીકરો હવે તેને નસેનસ ઓળખી ચુકયો હતો.

"હા, કેમ?"

"નહીં, મને તાહરી સાથ જરા કંઇ વાત કરવાની છે," તે માતાએ જરા શરમાતાં ઓશકાતાં કહયું; "જોની બાવા, એક છે તે ગરીબની છોકરી જે માહરાં માય તરફનાં સગાંમાં છે તે હાલ તદન નાવારસ એખલી થઈ ગીએલી હોવાથી હું તેને આપરા બંગલામાં રાખવા બોલાવા માંગુચ."

"હા, સારૂં; તેમાં શું છે જે?"

"પણ મને બીહીક લાગેછ જે હું તેને અહીં તેરીને રાખસ તો તે તાહરા બાપને નથી ગમવાનું," તેણીએ સમજાવ્યું.

"કાંએ?"

"તે જોની, દીકરા, તું જાણતો નથી? એવણને તો માહરાં કોઇ બી ગરીબ સગાંને નામેજ નાંખમાં સુગ ભરાઇ જાએછ!" તે માતાએ ઓશયાળું ને દયામણું મોંહ કરી ફરીયાદની રૂપે કહયું.

"પણ ત્યારે અહી ના બોલાવો?" સોહલીએ સલ્લાહ આ પી. "પપા નારાજ થતા હોએ તો અહીજ બોલાવાની શું જરૂર છે? તમે દુરથીજ એક સારો પગાર બાંધી આપીને-"

"તેમ કંઈ હોએ?" તે માતા છછણી પડી. "તું તો હરવાયો નાદાન છે. છોકરીની જાત ને દાહારેવારેની દીકરી તે એમ કંઈ રખાએ?"

"પણ ત્યારે તમે મને કેહેવા શું માગોછ?"

"મકું જે તુંજ જરા તાહરા બાપને એ બાબે વાત છેરીને સમજાવી લે—મરી જવશ બધી!" તે પટામણી માતાએ કહયું. "તુંને જી ભરૂં તે તાહરૂં કહયું તો એવણ બધુંજ કરેચ."

સોહલીને આ ફરજ, અલબતાં, ગમી નહીં. તેની માતા જે ઓશકાતી અચકાતી આ બધું કેહતી હતી તેજ તેનાં ચતુર મનને પુરાવો હતો કે તે જે માંગતી તે કરતી હતી તે બધુ સરબેસરખું ને શુદ્ધ નહીંજ હોવું જોઇએ. તે આટલી બધી ઓશયાળી ને પટામણી થતી હતી તેજ શું દેખાડતું હતું?

"હું પપાને પુછવા જવશ તે તમોને સારૂં લાગશે નહી, માએજી," તેણે એ ઉપરથી એકાદ પલ વિચાર કરી લઇને સમજાવ્યું. 'તમે જો તે છોકરીને અહી રેહવા બોલાવામાં કંઇ ખોટું નહીજ કરતાં હોવો તો તમેજ બધો ખુલાસો કરીને એવણને કેહો, ને મારી ખાંત્રીં છે કે એવણ તરત સહમજશે. એવણ કંઇ ઘેલા છે જે કંઇ વાજબી ને ખરૂ થતું હોએ તોબી ના કેહે?"

"મને તો નાજ કેહે," તે માતા બબ્દ થઇ; "જોતો નહીં હમણાં હમણાં મારી સાથ છેકજ કેવો ચાલેચ તે? એ

તો હું માહરે મારગે મરી રેહું છ તેમાં, બાકી હાલ તો અમો વચ્ચે બાંધ્યાં છુટતાં નથી !"

તે કમકમ્યો, એક પરણેતર પોતાના પતીને વાસ્તે એવું બોલી શકે એ ખ્યાલજ તેનાં નીષ્કલંક જીગરને ઘણો કમકમાટભરયો ભાસ્યો.

"ખેર, તમારી મરજીજ છે તો હું પપાને સમજાવશ," તેણે તે પછી નાંખતીથી કહયું,-અને તેવામાં તેની ચાએ લઇને બૉય દાખલ થયો એટલે એ અણગમી વાત તરત બંધ પડી તેથી તે જવાંને છુટકારાનોજ એક દમ ખેંચ્યો. તે પછી કામ ચોક્કસ કરવાની ને જલ્દી કરવાની તાકીદ કરી તે માતા ત્યાંથી જતી રહી.

"વરી કોણ જાણે એ શું એવણ નવી બાજી રમતાં હોશે !" તેની પુઠે જોઇને સોહરાબ મનથી પટપટયો,-અને પછી ઉતાવલે ચા પી લઇને તેણે તે માતાને આપેલું વચન અદા કરવા પોતાના ઘરડા બાપના ઓરડા ભણી હેરયું લીધું.

---

## પ્રકરણ ૧૩ મું.



બુદ્દો બજી, તેનો સપુત સોહરાબ તેને સોહોધતો તેના ઓરડામાં આવી લાગ્યો ત્યારે, એક ઇઝીચૅરમાં આસાએસ કરતો પડયો હતો. હવે ઉમરની નાતવાંનીને સબબે તે ઝાઝો બાહારબહરવાસ જઇ નહીં શકતો હતો. તે પોતાની તબ્યતની ઘણીજ સંભાલ લેતો હતો, અને જોકે સુકકાં છોડાં જેવો,

કાવલાં બદનનો ને નબલા બાંધાનો તે એકવરયાં જેવો એક બુદો હતો, તોપણ એવાઓજ મોહોતને પોતાથી દુર ને દુર રાખી શકે છે તેનો એ ઢાંખરો એક જીવતો પુરાવો હતો.

"મમા કોઇ પોતાની ગરીબ સગીને આપરા બંગલામાં લાવવા ને રાખવા માંગેછ, પપાજી," સોહરાબે તેનાં પાસાંમાં જઇ તેની ઇઝીચૅરના હાથા પર હેત સાથે એકદમ જગ્યા લેતાં તરત તેજ વાત છેડી; "મને ઉમેદ છે કે તમે વાંધો લઇ અથવા ના કહી તેવણુને દલગીર નહીજ કરશો?"

"કોઈ ગરીબ સગી?" તે ડોસાએ પોતાની અલેટાયલી હાલતમાંથી ચમકી ઉઠીને ખુરસીમાં તડો બેસતાં અજનએબી સાથે કહયું, "તે કોણ? તે કાંહાંથી ફુટી નીકરી? એણે તો લખ્ખો વખત હું જયારે બી પુછું ત્યારે મને એમજ કહેલું ને સમજાવેલું છે કે દુરનાં કે આગલનાં એનાં કોઇ બી સગાં-વાહલાં છેજ નહીં?"

"હોશે કોઇ; કોઇને વરે ભુલી ગીયાં હોશે, પપા," તે દીકરાએ તે માતાના બચાવમાં કહયું.

"હોએજ નહી," તે ડોસાએ ગુસ્સાથી ચીચવાઇને કહયું. "હું એ વાત કદી કબુલ કરવાનો નથી. કોઇ કેવી હોએ ને કેવી નહીં! હું કેહુંછની, સોહોલ, કે તાહરી માએ જેવી ઠગારી ને જુઠ્ઠીલુતરી ઓરત આખી દુન્યા જાંહાંનમાં બીજી કોઇ નહીં હોશે?"

"એમ નહી બોલ્યે, પપા," તે દીકરાએ ઠપકો આપ્યો; અને તરત વધારયું, "મકું જે એટલો મારો સુખન કરો. ખુદાનું આપેલું આપરી પાસ બીશયાર છે, ને એક માણસ અહીં વધશે તો આપુને શું ભાગી પરવાનું છે? ઉલટું, જો

લોકમાં તે છોકરી આપરી સગી છે ને તે છતાં આપરે તેને ભુખે મરવા દીધી એ જાહેર થાએ તો આપુને ઘણું નમોજું ને નકકારૂં લાગે!"

તે બાપ તુચ્છકારનું હસ્યો.

"એમ તો એ કાચી નથી તો!" તેણે કહયું; "તે ભુખે શું કરવા મરે? એ ચાહે તો આપરૂં ઘેર ખાલી કરીને તેનું તરચારૂં તાહરૂં કરે!" જરા થોભીને; "પણ જા બાપ, તાહરી પોતાની ખુશી છે તો આવવા દે. હું તુંને દલગીર કરવા નથી ચાહતો: પણ જોજે, તપાસજે તું બું કંઇ તે પોરીને જોયા જાંણ્યા વગર ફાંસમાં ના પરતો! એ તાહરી માએનીજ ટાઇપની કોઇ નમુનેદાર સગી હોશે. મારી તો ખાત્રી છે, સોહોલ, કે તુંને એ ફાંસમાં પકરવાનોજ આએ એક ફાંદો છે."

સોહરાબ મોટે સ્હાદે હસ્યો.

"ઉતાવલનાં લગન તે જનમેજનમનો પસ્તાવો છે," તે બાપે જારી રાખ્યું. "આએ માહરોજ દાખલો લેની! એ વખત હું પણ્યો તે એઉ લગનમાં દુખી દુખી થયો ખરૂં ઘેર તો જાંહાં મેં મારી જવાંનીમાં પેહલે કરવા ધારયુંતું, ને જાંહાં તાહરા પેલા દોજખી કાકા મેહેલ્લીએ ફાંચર મારીતી—"

"ઓ, એ તો હવે બધી જુનની વાત છે, પપાજી," સોહલીએ ખુરસીના હાથાપરથી ઉભો થતાં કહયું; "ત્યારે હું જાઉંચ અને માએજીને કેહુંછ જે તમે રજા આપીચ."

"જો તાહરી ખુશી હોય તો," તે બાપે પાછું કહયું; અને ત્યારે પોતાની માતાને રાજી કરી શકવાના એરાદાથી ખુશી થતો તે જવાંન તે ઓરડામાંથી બાહેર પડયો.

તેની પુઠે તે બાપે એકાદ પળ ઘણાં હર્ષીત જીગરની

મગરૂરી થકી જોયું, તેનાપર તેને ઘણુંજ હેત ને વાહાલ છુટતું હતું. "માહરો વારેસ દીકરો!" તે પટપટયો "માહરી આંખની તાહરક! માહરા બુઢાપાનો કરાર! કેવો મેં પેલા દોજખીને અંતે બી માહાત કીધો! તે માહરા વારસાપર કુદતોતો, પણ કેવો મેં તેને થાર કીધો, કેમજે મારી પછી માહરા વારસા હીસ્સા વાસ્તે આએ માહરો બાર હાથ ને બત્રીસ દાંતનો બાહધર જીવતો બેઠેલો છે!"—અને મેહેલ્લીને એ રીતે માહાત કરી શકવાની મોજમાં માહાલતાં તે બુઢાએ મોટી ખુશી વચ્ચે મુછમાં હસીને તે ઓરડાનાં એકાંતમાં પોતાના હાથો મસલ્યા!

બીજા હાથપર સોહરાબ પાધરો તેની માતા પાસે ગયો. તે વાંચવામાં ગીરફતાર મસ્ગુલ થઇ ગઇ હોએ એમ ઢોંગ કરતી બેઠી હતી, કે જ્યારે ખરેખર તો તે પોતાના દીકરાનીજ વાટ જોતી હતી. તેણે તેને "ડાઇનીંગ–હૉલમાં"થી નીકળીને પોતાના બાપના ઓરડા ભણી જતો પોતાના ઓરડાને લગતા પરડાઓ પછવાડે છુપાઇને જોયો હતો, ને તેથી તે જે વખત જાએ તેમાં તે ડોસાનો જવાબ લઇને તે તરફ પાછો ફરવોજ જોઇએ એવી તેણીને મનથી ખાતરજમા હતી.

"બાવા, ત્હારૂં આજનું પ્રોગ્રામ શું છે?" પેલી છોકરીની વાત તો જાણે ધ્યાનમાંથી ખસીજ ગઇ હોય, ને બધી કાળજી પોતાના દીકરામાંજ ભરી મેલી હોએ તેમ તેને પોતાની આગળ આવતો જોતાં સાથે તે ઢોંગી માતાએ કાળજીના દરેક દેખાવથી પુછ્યું.

"હું તો આજે હમાબાઇ પટેલને તાંહાંની એક 'પીકનીક'માં બપોર પછી જવાનો છેઉં," તે દીકરાએ જવાબ આપ્યો. "પપાને ગઇ કાલનું કેહી મુકેલું છે. પીકનીક તો વાંદરે

કીધીછ, પણ પહેલાં પરેલ એવણને બંગલે જઇશું, ને ત્યાંથી ઘોડાગારીમાં બધાં વાંદરે જઇશું. પછી રાતે ખાઇ પીને ચંદરણીમાં તેમજ પાછાં ફરવાનાં છઇએ."

"કોણ કોણ છે?"

"તે હું શું જાણું, માઇજી? મને તો હમાબાઇ કેહતાંતાં જે આપરા જેવાં દસ પંદરેક ફ્રેંડસને નોતરેલાં છે; પણ હવે પેલી વાત સાંભરોની? હું પપા આગળ પેલી કોઇ તમારી સગીને વરે વાત કરવા જઇ આયો."

"ઓ હં, હા, સારૂં કીધું," જાણે હમણાંજ એ વાતની પાછી યાદ થઇ હોએ તેમ ભીખઇએ તરત મક્કર કરીને કહ્યું: "પછી–પછી?"

"ને એવણે રજા આપેલી છે," સોહરાબે જવાબ કરયો

"ચાલ, સારૂં થયું; તુને દુવા લાગશે," તે માતાએ બેપરવાહીના દેખાવથી જવાબ કરયો, "જ્યહાંતાંહાંથી કોઇનું બી ભલું થાએ એટલે બસ. હવે ત્યારે તે છોકરીને અહીં તેરાવી લેવાનું હું લખી વારૂં."–અને રખે એ અપાયલી રજા કોઈ સબબથી પાછી ખેંચી લેવામાં આવે તે ફકરથી અધીરી પડી, એક ઘડી બી થોભ્યા વના, તે દમામથી ત્યાંથી પોતાના ખાનગી ઓરડામાં ચાલી ગઇ.

સોહરાબ ત્યારબાદ તરતજ એ વાત વીસરી ગયો. તેનું બધું ધ્યાન તો આજની પીકનીક (ખાણીપીણીની એક નાધલી જેવી પારટી) પરજ લાગ્યું હતું. તે એક મોજ શોખનો શોકીન જવાંન હતો. ખરેખર તો અમે આગળ સમજાવાની કોશેશ કરી છે તેમ તેનાં કફોડાં માબાપથી તદન ઉલટી કીસમે–એક અજાયબી!-તે ભલાઇ અને સદગુણનો એક

સંપુર્ણ અવતાર હતો. તેનું દીલ બી ઘણુંજ દયાળુ હતું. કોઇનું દુખ તે જોઇ શકતો નહીં, ને તેના શ્રીમંત બાપના ચીવટ હાથ અને મખીચુસ સ્વભાવથી તે ઘણો મુંજાયા કરતો–એટલે સુધી કે ઘણીક લાયક સખાવતોમાં પોતાના મુસારામાંથી તે છુપે નામે સારીજ રકમો ભરી દેતો.

તે બપોરે તબેલામાં ગયો કેઇ ગાડી જોતરાવી લઇ જવી તેના તે વિચારમાં પડ્યો હતો. તે તો એકલોજ હતો, પણ વાંદરે ઘોડાગાડીમાંજ જવાનું હતું માટે બીજાં પરોણાંઓને સવલતા મલે તેમ તે હમબાઇને મદદ થવા ચાહતો હતો.

તેણે લૅન્ડો જોડાવી, મગર બે ઘોડા જોડવા ના કહી નહીં જોઇએ ત્યાં બી ઠાલી ભપકાના દેખાવો કરવા તેને ગમતુ ન હતું. તેનો તે રીવાજજ ન હતો.

અને એ હમબાઇ પટેલ કોણ હતી? તે એક ઘણી નેકબખ્ત બાનુ હતી. તે બજીની એક જુની દોસ્ત હતી. તે કાંઇ એકદમ ઘણી શ્રીમંત ન હતી, પણ આગેવાન સોસાયટીમાં ફરવાવાલી હતી તે એક સારે ઘેરની વીધવા હતી.

કોઇનું બી સારૂં થઇ શકે તો પોતાની વધતી ઓછી સગવડના ભોગે બી ચાહી ચીંતીને કરવું એ નેક સ્વભાવનાં જે ગણત્રીનાં થોડાંક આસામીઓ થઇ શકે છે તેમાંની આ જૈફ અબળા એક હતી. તેણીનો એક અરમાન હતો-ને તે અરમાન તે મેહેલ્લી ને બજીને દોસ્તી કરાવવાનો હતો. તેણે અત્યાર આગમચ બી ઘણા પછાડા મારયા હતા, પણ એવી કંઇ બી વાત કાહડે એટલે બજી તો તેને તરત કરડીને ખાઇજ જવા ધામતો. મેહેલ્લી નહી. લોક વાત કરતાં હતાં કે મેહેલ્લીએ તો નાખતીથી દોસ્ત થવા એ છેલ્લા વીસ પચીસ વરસનાં

દરમ્યાનમાં આગળ ઘણું ઘણું કરયું હતું. એક વખત તો ભલી મીઠાં પોતે ચાલી ચલાવીને દોસ્તી કરવા એ બુઢાને બંગલે ગઇ હતી, પણ તે ખારીલા ડોસાએ તે ગરીબ ગાય જેવી ભલી બાંનુને મોટી હડધુત સાથે છેક પાણીઉતાર કરીને પોતાન બંગલામાંથી પાછી હાંકી મેલી હતી; તેમજ વળી બીજાં જે પાંચ પંદર ભલમનસાઇભરયાંઓ વચમાં વચ્ચે પડવા જેવું કરવા ગયાં હતાં તેઓ સાથ બી તે તેમજ વરત્યો હતો, ને તેથી છેલ્લાં દસેક વરસથી તો મેહેલ્લી ને મીઠાં પણ તેનાં નામ પર તદનજ મટોડું વાલી એકદમ અલગ થયાં ને અલગ રહયાં હતાં.

તેઓ નાયગામમાં રેહતાં હતાં. એક ઘણી મજાહની નાઘલી વાડીરોકું મકાન—એક નાઘલા બગીચા સાથનું—તેઓએ ખરીદી લીધું હતું, કે જયાં પોતાના બચરવાલ સાથ સાથે તેઓ ઘણાં વરસોથી સુખ સંપજ વચ્ચે રહેલાં હતાં.

કમનસીબે બચારો મેહેલ્લી પાછલી જીંદગીમાં ઘણો લથડી પડયો ને કાહેલી બની ગયો હતો; મગર તેની એ બીમારીમાં બી કાહદરૂનના ખજાના જેવો એક ખજાનો—મીઠ્ઠી મીઠાં—જે તેની સાથમાં હતો તેથી તે ઘણો સુખી હતો. તેની આખી જીંદગી સુખરૂપજ પુરવાર થઇ હતી, અને એવી એક દીલજાન ફીદા કરનારી ને સાચ્ચી મોહબત ધરાવનારી મોહર-દાર પામવા માટે તે પોતાને પુશકળ ભાગ્યશાળી માનતો હતો.

અને ખરેખર તેમજ હતું, તેની આગલી વંઠેલ જીંદ-ગીની યાદ હવે એક સ્વપ્નાની ઝાંખી યાદ પેરેજ પાછલ રહી ગઇ હતી, ને એવી એક મોહરદાર ને તેવાજ મીઠા સ્વભાવનાં, નમાનાં, ફક્રા ાસરનાં, તાબેદાર અને પુરતી રીતે કેળવાયલાં

ખુબસુરત ૭ બચ્ચાંના રસાલા મસાલા સાથે તે પુરતો સુખી હતો.

એ ૭ બચ્ચામાં વડો એક બેટો નામે રૂસ્તમ અને તેની પછી એક ચેહરેનમુન બેટી નામે તેહમીના હતી. રૂસ્તમ આપણે જે વખતને વાસ્તે આ વારતા લખ્યે છીએ ત્યારે એકવીસ વરસનો એક જવાન્યો હતો, કે જ્યારે એ મનોહર તેહમી, એક ફુલની ખીલતી કલી મીસાલે ઉઘરતી, ઓગણીસ વરસની ઉંમરની એક તનોમન મધુરી હતી.

તે ખુબસુરતીનુંજ એક બીજુ સ્વરૂપ હતું. તે સ્વભાવમાં, અદામાં, ચાલચલણમાં, સદગુણમાં હુબહુ બીજી મીઠાં હતી. મીઠાં જે ઉંમરે તેના બાપને પરણી આવી ત્યારે તે જે અને જેવી હતી તેવીજ હાલમાં આ તેહમી પોતે પણ એક તારૂણી હતી. વળી તેના ઉપરાંત બીજી બે બેટીઓ નાજાં અને પુતલી કરીને હતી, અને બે છોકરાઓ નામે સ્યાવક્ષ અને નોશીર કરીને હતા. છેલ્લો નોશીર હતો, ને તેની ઉંમર એ વખતે ૭ વરસની આસપાસની હતી.

એટલામાટે હાલમાં ભલી હમાબાઇ પટેલ એક નવીજ તરકીબથી કામ લેવા માંગતી હતી તે એ બંને ભાઇઓને, બને તો, તેઓનાં છોકરાંઓ મારફતે મેલવવા ને સંપમેલની દોસ્તીથી એકઠાં કરવા ચાહતી હતી. તેને, અલબત, મેહેલ્લીને ત્યાં બી ઘણું સારૂં હતું, ને મેહેલ્લીની નાદુરસ્ત તબીયતને લીધે મીઠાં ને નાઘલી બે છોકરીઓ તો એ પીકનીકમાં શામીલ નહીં થઇ, પણ એ બધાંના રેપ્રીઝેનટેટીવ (પ્રતીનીધી) તરીકે તેહમી આવનાર હતી, અને હમાબાઇને બી ફકત તેજ જોઇતું હતું.

સોહરાબને એ વાતની કશી ખબર કે સ્વપ્નો ન હતો.

તેહમીને બી નહીં. હમાબાઇએ પોતાની ખરી મકસદ કોઇને જાણવાજ દીધી ન હતી. સોહરાબને કાંઇ એવી ઝાંખી ખબર ને ખ્યાલ હતો ખરો કે તેના એક મેહેલ્લી નામના કાકા સાથે તેના બાપને જનમોજનમનું વેર હતું, ને તે કેથે નાયગામમાં તેનાં ફેમીલી સાથ રહેતો હતો. તે એ તરફ આ આગમચ કદી બી ગયો ન હતો, ને તેથી તેઓ વિશે કશુંજ જયાદા જાણતો ન હતો. તે ખનખોદયો જરા એ ન હતો. તેણે તેના બાપને હજારોવાર મેહેલ્લીની ફરયાદ ને કકલાત કરતો સાંભળ્યો હતો, પણ તે ઉપર તેવાં કપટથી કદી બી તેણે કશું ધ્યાન આપ્યું ન હતું. તે એટલોજ ખ્યાલ ધરાવતો હતો કે તેના કાકા કાકી ને તેમનું કુટુંબ જે નાયગામ તરફ કેથે રેહેતાં હતાં "તે બધાં સારાં માણસ નહીં હતાં."

હવે બપોરે તે ( સોહરાબ ) પોતાની લૅન્ડોમાં હમબઇજીને બંગલે ઉપડી ગયો.

તે જરા મોડો પુગ્યો. ત્યાં બધાં પહરોણાં આવી ચુકયાં હતાં, ને વાંદરે હાંકી જવાની તૈયારી હતી. હમબઇજીની પોતાની ગાડી ઉપરાંત એક બીજી ભાડેની ગાડી મંગાવાની બી તૈયારી હતી–તેટલાં સોહરાબ આવી લાગ્યો.

"ઓ આવી પુગ્યા કે, સોહોલ?" તે ભલી બાંનુએ તેને જોતાં સાથે ખુશાલીથી કહયું; "ચાલો, સારૂં થયું. વળી તમો લૅન્ડો લાયા તે તો વધારે નેક થયું. હું હમણાંજ ભાડૂતી ગારી મંગાવતીતી તે મારૂં ગરીબનું ભાડૂં બચ્યું."–અને તે ખુશ મીજાજે હસી

પછી તેણીએ ધામધુમી અદાથી પહરોણાંઓને ગાડીઓમાં પોતેજ ગોઠવ્યાં, ને તે કારસાજી બાંનુએ એમ કરતાં

એવી તો તરકીબથી કામ લીધું કે બધાં ગાડીમાં ગોઠવાતાં ત્રણજ બાકી રહયાં-એક તે પોતે, એક તેહમી ને ત્રીજો સોહરાબ.

"અરે મરેરે, તેહમી દીકરા, તું રેહી ગેઇ કે?" તેણીને અચબુચુંજ ભાણ થયું હોએ તે ઢપે તે અતવત કરીને બોલી; "ચાલ, કંઇ નહીં. આએ ગારીમાં એક જગા છે તેમાં તો હું બેસશ, ને તું તહારે આએ મારા જવાંન ફ્રેન્ડ સાથ આએ ડોગકાર્ટમાં આવજે. આવશે કેની કે શરમાશે?"

"અરે નહી રે જી, શરમાઉં કાંએ? એમાં શું છે?" તેહમીએ મીઠાસથી હસીને જવાબ કર્યો-અને તે ચાંદ જેવા ચેહરાની માહારૂહપર એક નજર ખેંચાતાં, ને તેનીજ દીલ-પઝીર કંપનીમાં આવી લાંબી "ડ્રાઇવ" મલવાની છે એ સુખનો ખ્યાલ થતાં જવાંન સાહેલીનું જીગર તો જાણે ઉછાલો મારી તેનાં ગલાંમાં આવી અટકયું!

"સોહોલ, આએ મારા જાલની બગી તમે હાંકી આવશો?" હમબઇજી ચીબી થઇ. "ઘણી મેહેરબાની; હું તમોને રસ્તામાં વાત કરાવા એક ઘણો પ્લેઝંટ કંપેન્યન આપુંચ."—અને એ રીતે ગોઠવાયલી, તે પછી, તે બધી કંપની વાંદરે જવા નીકલી.

તે એક "શેડેડ" (છતર સાથની) મજાહની ટમટમ રોકી ઉંચી બગી હતી કે જેને એક તેજી ઘોડો જોડેલો હતો, અને સોહરાબે હાથ આપવાથી તેહમી એક કુદકે તેમાં ચહડી ગઇ. તે શરમાય તેવી બીલકુલ બી હતીજ નહી. પતંગ્યાં જેવી ખુશાલ તબીયતની, હસીને હસાવે ને બોલીને મુંગાંને બી બોલાવે તેવી તે એક ચંચલ નાજનીન હતી. તેની દરેક

દીલચાલમાં સુંદરતા ને વાતચીતની દરેક અદામાં અજબ જેવો મીઠાસ ને હુશયારી એક તડાકે જણાતાં હતાં; ને પોતે કાકા કાકાના હતાં એમ જરા બી જાણ્યા વગર ઘણીજ દીલ-ખુશ વાતચીતથી અરસપરસ લેહેર કરતાં તે–રોમ્યો જુલ્યટ–તરત રસ્તે પડયાં.



## પ્રકરણ ૧૪ મું.



તે એક ઘણી દીલકસ જોડી હતી ખુદરતે જાણે એ જોડને એકમેકને વાસ્તેજ લાયક કરીને સરજાવી હોય, અને સરજત પોતેજ હાલ તેમને એ નહી ધારેલી ફીસમે એકઠાં કરતી હોય એવોજ તે સઘળો મામલો હતો. તેહમી આખે રસ્તે ખુશખુશાલ વાતચીત કરયા કરતી જતી હતી. તે એક પટપટયુ હતી ઘણાંક એવાં બી બઇરાંઓ થઇ શકે છે કે જેઓ બઇરાંઓ આગળ પણ હોઠ ઉઘાડી વાત કરતાં શરમાય, અને બોલાવી બોલાવીને થાકીએ તોપણ હોઠ ઉઘાડીને જબાંન ઉપાડવાની હીમત કરી શકે નહી. વળી એમ તો એવાં બી બોલીદરાઝો આવે છે કે જેઓ કોઇનો બી ડર કે અદબ કર્યા વીના બેઅંદાજ અને બેઅદબ હદ સુધી ફેંફેં કર્યા જાય; પણ સારાં નસીબે સુંદર તેહમી એ બેમાંથી એક પણ વર્ગને જવાબ કરતી હતી નહી. તે બોલકણી હતી પણ બોલીદરાઝ ન હતી; તે હસમુખી હતી પણ ઠઠાબાજ ન હતી. પોતાનો અદબ અને ટેક સાચવીને બી સામાનું મન હરી લઇ શકે એ

જાતની એક હુન્નરમંદી, કે જે ખુદાનાં ઘરની એક ખાસ બક્ષેસ લેખાવી જોઇએ તેવી હુન્નરમંદી ધરાવનાર આ એક દીલજીત સુદરતા હતી.

અને સોહરાબની પોતાની શી સ્થિતી હતી? તેણે તો તેહમીને જોઇ ને જોઇ તેનું જીગર તે જવાંન મધુરી તરફ એકદમ ખુશીમાં ખેંચાઇ ગયું હતું. તેણે આજ તક પોતાના બાપના પઇસા અને પદવીને મુકાબ્લે મોટે મોટે અને સારે સારે ઘેરની સેહેંકડો નાજનીનો જોઈ હતી, પણ આજ તક એક બી તેનું આ રવેસે ચીત્ત ચોરી અને દીલ જીતી લઈ શકી ન હતી, તેને એ એકાએક શું થઇ ગયું હતું તે એ પોતે પણ સમજી શકવાને કેવળ અશકત થઇ પડયો. તે એક કોઇ ખુશાલીની લાગણી હતી કે બોખારની બીમારી તે વટીક તે પોતાનાં મન સાથ કશું નક્કી કરી શકયો નહી.

તેણે તે "ડ્રાઇવ" બન્યું એટલી લંબાવીને ખામુખા લાંબી કરી. ઘોડો પુરતો તેજી હતો, અને તે ચહાતે તો તેને સરખા રીતે હાંકીને તે પવન વેગે આગળ વધી શકતે; પણ તેને તે ગમતું અને જોઇતુંજ ન હતું. તેણે તે અસીલ જાનવરને, તેથી, થંડુ થંડુજ જવા દીધું, અને પરીણામમાં ખરી બપોરનો તપોતો છતાં. વાંદરા તરફની તે જવાન્યાંઓની એ સહેલઘા બચ્ચીતકરીને સુખકારક થઈ પડી!

પણ દરેક ચીજનો દુન્યામાં છેડો આવવો સરજીત હોય છે, અને તેમ તેમની એ મોજનો બી છેડો આવ્યો, ને તેઓ વાંદરે પહોંચ્યાં, કે જયારે, અલબત, તેઓને કંપનીમાં ભેલાઇ સેલાઇને મળી જવું પડયું; પણ જેઓને જોવાની આંખ હોય તેઓ ઘણી આસાનીથી જોઇ શકતે કે દીવાને પોતાનો જાન

સદકે કરીને મરનાર એક પતંગ્યાંની અદાથી જવાન સોહરાબ સુંદર તેહમીની પુંઠેપુંઠ અને લગોલગજ બધો વખત ભમ્યા કરતો હતો.

તે એક ઉલટમંદ "પાર્ટી" ને "પીકનીક" હતી. હમબઇજીએ એ એક તાડી પાર્ટી રચાવી હતી, અને ખાનીપીની એવી એક પાર્ટીને પેશ પડતીજ બધી મોજુદ હતી; અને, એમ છતાં, જ્યારે સૌ તેમની મઝાહમાં મહાલતાં હતાં ત્યારે કદાચ સોહરાબ અને તેહમી એકલાંજ હતાં કે જેઓ નજર ચુકાવીને એકલાં લૅન્ડસ ઍન્ડ તરફ ફરવા વટીક નીકળી પડવાનું એકમત થઇને જયાદા પસંદ કરી શક્યાં, અને એ બધો મામલો કાંઇ નહીં તોપણ ભલી મનસનીની તે જૈફ બાંનુ હમબઇજી ખાસકરીને તપાસની આંખે જોતી અને જોઇને રાજી થતી રહી.

અંતે જ્યારે રાત થવા પછી બધાં ઘેરે જવા નીકળ્યાં ત્યારે સોહરાબ અને તેહમી ઘણાં લાંબા વખતનાં એકમેકનાં દોસ્તો હોય તેમ પ્રમાણીક હેત પ્રીતમાં અરસપરસ મળી ગયાં હતાં. અલબત હજી તેમના વચ્ચે અદબ જેટલો ને તેટલોજ હતો. ખરી રીતે તો તેઓ એક એકનાં નામ • વટીક પુરાં પાધરાં હજી જાણતાં હતાં નહી. તેઓને તેમની એ મીલાકાતનાં મોટાં સુખમાં અરસપરસ તેવું કાંઇ પુછવા ગાછવાનું તો ભાનજ થયું ન હતું!

તે એક ઘણી દીલખુશ ચંદની રાત હતી, અને જેમ તેઓ ગયાં હતાં તેમજ ગાડીઓમાં પાછાં ગોઠવાઇને પાછાં ફરવાનુ હમબઇજીએ ઠરાવ્યું; એટલે થયું એમ કે તેજ બગીના

ઉંચી બેઠકમાં જવાન સોહરાબના સોબતી તરીકે સુંદર તેહમી તેની સોડમાં અને તેની સાથી હતી.

"હું જરૂર એક વખત એક બે દહારા રેહીને હમબઇજી પાસે તમારૂં એડ્રેસ લઇ તમોને તમારે ઘેર મળવા આવસ," ગાડી ચાલુ થયા પછી સોહરાબે દરેક ઠરાવની અદા સાથે કહયું.

"જરૂર આવજોજી, મને ઘણું ગમશે," તેહમીએ હસીને જવાબ કર્યો. "મારાં મમાપપા પણ ઘણાં ભલાં છે, અને તેઓ બી ઘણી ખુશીથી તમોને આવકાર આપશે; પણ તમે જાણોચ, મી૦ સોહરાબ,"–હજી તેઓ "મી૦ સોહરાબ" અને "મીસ તેહમીના" એવા એલકાબોથીજ અરસપરસ એ બધો વખત દરમ્યાન વાતચીત કરતાં રહયાં હતાં–"તમે જાણોચ, મી૦ સોહરાબ, કે હજી તો હું તમારૂં આખું નામ નીશાન બી જાણતી નથી! માયજી મને પુછશે કે તાહરા કોણ ફ્રેન્ડ મળવા આવવાના છે તો હું શું કેહું?'

"હું મી૦ બરજોરજી દાવરનો દીકરો સોહરાબ છેઉં." સોહરાબે તરત જવાબ કરતાં કહયું. "તમે ઓરખોચ એ મી૦ બરજોરજીને? તમે બજી દાવરનું નામ કોઇ દહારો સાંભ-રયુંચ વારૂં?"

તેહમી તેની બેઠકમાં એકદમ ચમકી, અને થોડી ખસતી જઇને જરા અળગી વટીક થઇ!!

"બજી દાવર?" તેણીએ એકદમ દબાયલે સાદે પોકાર્યું; "તમે તેવણના છોકરા?"

"હા, કેમ? એટલાં એ સાંભરીને બીધાં શાંનાં? એટલાં ચોકયાં કેમ?" સોહરાબે મોટી અજાયબીમાં પુછયું.

"તમે જાણોચ હું કોણ છેઉં તે?" હવે તે ધોળા દીસ

ચંદનીમાં ફીકકું હસીને સુંદર તેહમીએ કહયું. તે એ વખત જાંણે એક પીકચર દેખાતી હતી. બગીનું ધમ્મણ નાંખી દીધેલું હતું, અને તે પતલી, ઉંચી, હંસ જેવી ઉંચી ગરદનની મનોહર કુમારીકા છેક જોવા જોગ હદ સુધીની ડ્રેસ સાથે ગાડીમાં ગોઠવાયલી કોઇની બી આંખ ખુશીમાં ખેંચી રાખે એવીજ નજરે આવતી હતી.

"નહી, તમે કોણ છેઓ?" સોહરાબે હવે તેની પોતાની વારી આવતાં વધતી અજાયબીથી તે સુંદરીના સવાલના જવાબમાં પાછો સવાલ કર્યો.

"આપરે કાકા કાકાનાં છૈએ! હું મેહલ્લી દાવરની છોકરી તેહમીના છેઉં."

"ઓ, ત્યારે તો બેવરી ખુશાલી!" સોહરાબે વધતો ઉલટમંદ થઈ કહયું, અને જમણા હાથમાંનો ચાબક મુકી દઇને તે વહાલીનો હાથ પોતાના હાથમાં લઇ ખરાં દીલનાં જોશ સાથે તેણે તરત હેતથી ચાંપ્યો. "હવે તો તાહરે હું તમુને 'મીસ તેહમીના' શું કરવા કેહુ? હવે તો તમુને હું એક 'કઝીન'ના હકથી ફકત 'તેહમી' કરીનેજ કેહવસ ને બોલાવસ."

તેહમી મોટે સાદે ખડખડાટ હસી પડી.

"તમારે ગમે તેમ કહેજો ને બોલાવજો," પોતાની પહેલી હરોલની ફીકરોપર તરત પાછી સરદારી મેળવીને આગલ જેટલી ખુશમીજાજી બની જતાં તે સુંદરીએ કહયું, "પણ આપરે ફરીથી મલસું તાહરે કેની?"

"મલશું ત્યારે?" સોહરાબે અજાયબી બલ્કે ગભરાટમાં

પોકાર માર્યો; "એટલે જે કાંય નહી મલશું? આપરે કાકા કાકાનાં છઇએં ત્યારે તો સાંબાં હવે હીમતથી દરરોજ મળશું?"

તેહમીના પાછી હસી પડી.

"મલવું કે નહી મલવું તે જરા પેહલ્લે તમારા બાવાજીને પુછી તો જોજો," તેહમીએ કહયુ. "તમે જાણોચ કે નહી કે તમારા બાવાજીને મારા પપા સાથે ઉંદર બીલારીનું વેર છે? આજે પચ્ચીસ પચ્ચીસ વરસ થયાં એ બેઉ અલગ ને જુદા છે. કેવું કમકમાટભરેલું, નહી? તમારા બાવાજીએ તો માહરા પપાનું—દુશમેનનુ—મુએ બી મોનું નહી જોવાના કસમ લીધેલા છે!"

"એ બધી વાત જવા દે, તેહમી," સોહરાબે તરત જાસ્તી એખલાસથી મલી જતાં કહયું. "તું મને ફક્ત એટલુંજ કહે કે તું પોતે મને જોવા ને મલવાને ખુશી છે કે નહી?"

"હું તો માહરાં ખરાં દીલથી ખુશી," તેહમીએ ખરાં દીલનાંજ જોશથી જવાબ કર્યો. "હું કાંય નહી ખુશી હોઉં?" અને વળી બીલકુલ નિર્દોષતાની સાદાઇથી વધાર્યું, "મેં તો તમુને જોયા ને જોયા તમે મને ગમી ગીયા. જાણે માહરા કાકાના દીકરાને જોઇ વગર ઓરખવે બી માહરૂં લોહી દોરયું હોયની તેમ–તમે માનસો? તમુને જોયા ને જોયા તમારીપર મને હેત આયું; પણ હું તો જાણુંચ કે આપરા બેઉના એ બધા મોહતના ખોટા પછારા છે."–અને તે પાછુ હસી. "માહરા પપા તો બીચારા ઘણા ભોલા અને ભલા છે, તોબી માહરી ખાત્રી છે કે જો હું તેવણ આગળ બી એ વાત કરસ તો તેવણ મને તરતજ કદડીને ખાઈ જવાના!"

"એ બધુ હંબગ છે," સોહરાબે ગુસ્સાથી કહયું. "આપુને એ બેઉ ઓલ્ડ મૅનને દોસ્તી કરાવવીજ પરસે."

"ખોદાય કરે ને તેમ કરી શકાય!" તેહમીએ ખરાં દીલની દુવા ગુજારી કરતાં કહયું.

"તેમ કરવાને વાસ્તે સૌથી પહેલું તો એ કે આપુને પોતાને દોસ્તો થવું ને રહેવું જોઇએ," સોહરાબે પોતાની રોટલી તળે તરત અંગાર ખેંચ્યા. "કાલે આપરે પાછાં મળશું. હું નાયગામની અગ્યારીમાં આવસ, ને તાંહ સાંહજે પાંચ વાગતાને સુમારે તું કંઇ બી કરીને આવીને મને મલી જજે. પછી તાહાં આપરે નીરાંતે બેસી મત કરીને એ વાતનો શું ફેસલો કરવો તેનાં કંઇ બી નક્કી સેવટપર આવશું. આવશે કની, ડીયર?"

"હું–હું કેહી શકતી નથી, સોહરાબ," તેહમીએ આનાકાની કીધી. "હું માહરાં વહાલાં મમા પપાની રજા વગર કદી બી કેથે જઇ શકતી નથી, ને તેઓથી કંઇ બી કદી છુપાવતી નથી."

"પણ હું તાહરી પાસ કંઇ બી ખોટું કરાવવા કે નહી ઘટતું કામ લેવા ચહાતોજ નથી, તેહમી," સોહરાબે બેવડાં જોશથી કહયું. "તુંને એવી કોઇ બી ગલીચ સલાહ આપીને આરે રસ્તે ઉતારવા પહેલાં હું મારી જીભ કાપી કાહરસ. બીલીવ મી, ડારલીંગ, હું બી સ્ત્રીકટલી એક જેન્ટલમેન છેઉં."

અને એ મુજબ તરેહવાર તકરાર અને વાતચીત કરતાં દરમ્યાન ઘેર આવી લાગ્યું, અને તેઓની બધી વાતચીત ત્યારે ફરજ્યાત બંધ પડી ગઈ. તે પછી રાત્રે હમબાઇજીનેજ બંગલે જમવાનું હતું, અને ખાધા કેડે તે પીકનીક પાર્ટી વીખરઇ ગઈ, જ્યારે હમબાઇજી પોતે પોતાની ગાડીમાં તેહમીનાને

નાયગામ પુગાડવા ગયાં. એ વખતે તે બે પ્યારાંઓ ખરાં હેતની અને ખાલેશ દીલસોજીની એક ચાંપીને કરેલી "શેકહેન્ડ" સાથે છુટાં પડયાં; મગર, એમ છતાં, એ છુટાં પડતી વખતે બી "કાલ સાંજની વાત યાદ રાખજે" એટલા બોલો તેહમીના કાનપર પડીને યાદ આપવા થકીના કહ્યા વના સોહરાબ રહી શકયો નહી.

હમબઇજીએ એ સઘળું જોયું, પણ તે ભલી બાંનુ તદનજ સસેકા તીન પાંઉ ફરી ગઇ. પોતે જાહેર થવા કે પોતાનો ભેદ જાહેર કરવા આગમચ આ તેણીની નેક મન-સનીની જેહમતનું પરીણામ શું આવે છે તેજ તેણી તો બારીકીથી અને છુપીથી તપાસવા ને જાણવા માંગતી હતી. એટલાવાસ્તે તેહમી સાથે એકલી પડતાં બી તે બાંનુએ એ વાત બીલકુલ છેડી નહી, અને તેહમી છેક મોડી રાત્રે તરેહવાર વમાસણો અને હદ વગરના વસવસાથી ઉભાતી છાતી સાથે પોતાને બંગલે પાછી ફરી.

તે આ એક અત્યંત અજાયબ બનાવ માની લેતી હતી. જે ભાઇઓ મુદઇઓ થઇને વરસોનાં વરસો સુધી જુદા અને અલગ હતા તેઓનાં બચ્ચાંઓ એકત્ર થઇ શકે એ બનવુંજ શું મહાલ નહી હતું? આજની પીકનીક સુખનો એક ખાલી ખ્વાબ માત્ર, ન હતો?

ઘેર પહોંચીને સોહરાબ સાથે થયલી ઓલખ અને પીછા-ણને લગતી બધી વાત જાહેર કરવી કે કેમ તે માટે તેની જવાંન છાતી ધડક ધડક થતી રહી હતી. તેણીએ આજ તક તેણીનાં હેતવંતાં માબાપથી કશુંજ છુપાવ્યું ન હતું. છુપાવવા માંગે તોબી છુપાવીજ ન શકે તેવા સાચ્ચાં અને માબાપની પવીત્ર સત્તામાં માનવાવાલાં જે રગેરગ કહયાસાર થોડાંક

ફરજંદો થઇ શકે છે તેમાંની આ ભલી તેહમીના એક હતી. તે જાણતી હતી કે તેનાં માબાપ તેના ઉપર ઘણાં ખીજવાશે, છતાં બી તે તો બધું કહી દેવાની હતી, પણ સંજોગોએ તે રાત્રે તેને તેમ કરતાં અનાયસે અટકાવી. તેણીએ ઘેર પાછી ફરતાં સાથે જોયું કે કમનસીબે તેના વહાલા બાપ મહેલ્લીની તબીયત એકદમ ઘણી બગડી આવેલી હતી, અને તેની આગળ પડોસમાંથી તરત તેડાવી મંગાવેલો ડાકટર ડીસોઝા બેઠેલો હતો. બચ્ચીત, બધાંના જીવ ઉચ્યા હતા, અને તેનું બી એ મામલો જોતાં તરત ખાધેલું પીધેલું ને લોહીપાણી ઉડી ગયું. બધાં ભાઇ બહેન અને તેની માતા વટીક તે બીમાર મુરબ્બીની સારવાર ને ઉઠવેઠમાં પડેલાં હતાં, માટે તે પીકનીકમાં તેણીએ કેવું "ઍનજોય" કર્યું, કયાં કયાં ગયાં અને કોણ કોણ મળ્યું તે બધું જો એમ નહી બન્યું હતે તો તેને ફરતાં ફરતાં તરફથી બધી બારીકીઓ સાથે ચીપીચીપીને પુછવામાં આવ્યું હતે તે હાલ તો કોઇને પુછવાનું ભાનજ થયું નહી, અને તેણીને ભેદ ખોલીને કહેવાનું કારણજ રહ્યું નહી. તે માટે મેહેલ્લીની બીમારીની ગડબડમાં તેને કે કોઇને કશો વખતજ મળ્યો નહી, અને મેહેલ્લીને જરા આરામ થયો ને તે નીરાંત કરીને ઉઘાઇ ગયો એટલે તે પછી તો તે બધાં નાધલાં મોટાં વગે સગે થયાં ને સુવાજ ગયાં.

તેહમીને, એમ છતાં, તે રાત્રે જલદી ઉંઘ આવી નહી. કયાંથી આવે? તે પણ પોતાનાં દીલની લાગણી જરા એ સમજી શકતી ન હતી. એક કોઇ નહી સમજી શકાય એવી અસરની તાસીરથી દરેક પળે તેની છાતી ધડક ધડક થયા કરતાં તેનાં પેટમાં ફાળ ફાળ પડયા કરતી હતી, અને કહેવાને

અજબ જેવું છે કે તે છતાં—ખરેખર તો તેના વહાલા બાપની બીમારીની દરેક ફીકરમંદ હેભત ધસક છતાં--સ્વરૂપવાન સોહરાબનો સુંદર મુખડો તેના વિચારો વચ્ચે સર્વોપરી બની પાછો ને પાછો તેની આંખ સાંમે એકદમ ખડો થતો, અને તેણીને વધતી બેકરાર કરી મુકતો !

તેણીને રોમીઓ—જુલીએટનાં દાસ્તાનનુ ભાણુ થયું. તેણીએ શેકસપીઅર 'સ્ટડી' કરી હતી, અને તેથી રોમીઓ—જુલીએટના જેવીજ અવદશામાં પોતાને જોઇ પોતાનો ખ્યાલ કરતાં તે સુંદરી એકલી એકલી પોતાના ઓરડાનાં એકાંતના એકલવાયાં બીછાણાંમાં વટીક એકાદ પળ હસ્યા વીના રહી શકી નહી. તેણીએ જુલીએટના બોલો યાદ કર્યા; "Oh Romeo, Romeo, wherefore art thou Romeo?" અને એજ બોલો તે પોતે તેટલાંજ પ્રમાણીક જોશ સાથે સોહરાબના સંબંધમાં પોકારી શકે એમ ખ્યાલ થતાં તે પોતાના દુઃખભર્યા ખ્યાલો વચ્ચે પણ થોડુંક હસી.

મગર સૌથી મુશ્કીલ કારજ તો આવતી કાલની યાદ હતી. વળતી સાંજે નાયગામની અગ્યારીમાં પાંચ વાગતે તેને પાછી છુપી મલવા સોહરાબે મોટી વિનંતીપુર્વક તેણીને કહ્યું અને તેના કને માંગી લીધું હતું, અને તે પોતે પોતાનાં મન સાથે સવાલ એ ઉઠાવવા પડી કે તેણીએ તેમ જવું કે નહિ? માબાપની હરૂસે તે કેથે બી જતી ન હતી—એવો બેઢંગો ને બેતાલો તેઓનાં ઘરનો રીવાજ કે કાયદોજ ન હતો, અને હાલમાં બી તે, તેથી, એમ છુપી છાંની મુતલગ જવા માંગતી ન હતી; અને ત્યારે?

અને ત્યારે ઉંઘ તેના ઉપર ગાલેબ આવી અને ખુશ

નિંદ્રાવશ અવસ્થામાં તે એકલી એકલી સોહરાબને લગતા સુખકારક સ્વપ્નાઓ જોવા પડી ત્યારે પણ વળતે દીવસની સાંહજે તેણે તે જવાંનને કરેલા વાયદા મુજબ એકલીએ જઇ મળવું કે નહિ તે વિશે તે કશુંજ પોતાનાં મન સાથે નક્કી કરી શકી હતી નહિ !!

## પ્રકરણ ૧૫ મું.

બીખઇ વાટ જોતી બેઠી હતી. તેના બેટાએ પોતાના બાપને મનાવીને પેલી કોઇ "ગરીબ સગી"ને બંગલામાં લાવવા ને રાખવાની તેણીને રજા મેળવી આપી હતી, જેથી તે પછીના આંઠમે દિવસે આપણે એ અબળાને અધીરી અદાથી તે છોકરીની વાટ જોતી પોતાના ઓરડાનાં એકાંતમાં એકલી બેઠેલી જોઇએ છીએ. તેણીએ કારભારી ધનજીને એક આયા સાથે તે પોરીને સ્ટેશનપરથી ઉતારી લાવવા ગાડી આપી મોકલ્યો હતો.

તે તો પોતેજ જતે. તે પોરીને લેવા જવા તેને પોતાને ઘણું મન થયું, પણ તેણીએ દાનાઇથી મન માર્યું હતું. એક "ગરીબ સગી'ને પોતાનો ટેક ખોહીને સાંમી તે પોતે લેવા વરીક જાય એ કદાપી, તેણીને લાગ્યું કે, તેના ખાવંદ બજી કે બેટા સોહરાબને નહીં બી ગમે; ને અમસ્થું એમ કરતાં કાંઇ કાચું કપાએ તે થકી એવી અધીરાઇ કે ઉલટ નહી બતાવી, ઘરમાં તે આવે પછીજ તેને મળવાનું તેણીને વધારે વાજબી લાગ્યું હતું.

તે આખર કરે પણ તે છોકરીની જણેતા—માતા—હતી,—જોકે તે આપણે જોયું તેમ એક બીલકુલ અકુદરતી માતા હતી. વરસો તક તે બેશરમે છેક બેરેહેમ બેપીકરીથી તે નિર્દોશ કોમળ બચ્ચાંને પરાયે આધારે (આપણે આગળ વાંચી આવ્યાં તેમ) પોતાનાં તકલીદી સુખની સંભાળ સારૂ છોડી આપ્યું હતું; અને જોકે પાછલાં વરસોમાં તેણીએ પોતાની ગીરોથી ભલી સુનાને દર મહીને એક સારો દરમાયો પોહોંચાડયા કીધો હતો ખરો, પણ તેથી તેણીનું એ જબુન પાપ કપાઇ ગયું એમ કયાં હતું? એ તો ગરીબ સુનાની એક તારીફલાયક ભલાઇ માત્ર હતી કે તેણે એ બચ્ચાંને પોતાની ઓથે ઉધારયું; નહીં તો જરૂર ન્હાની રતી બચગીમાંજ અટવાઇને પુરી થઇ ગઇ હતે! તેને (સુનાને) તો એ બચ્ચાંને જોતાં સાથે રોજે અવ્વલથી તેના નાચાર બેચાર હાલ ઉપર દયા અને હેત બરપા થવાથી તેણે જાણે એ નાકદર માતાના બસથી એ બાળકને બચાવી લીધું હતું, અને આજ તક, તેથી, રતી તો પોતાની માને મુએલી માની સુનાનેજ આધારે ઉધરવા ને મોટી થવા પામી હતી. તેણીને એટલું ખબર હતું કે તેણીની પરવસીને ખાતર કોઇ મોટે ઘરની શ્રીમંત બાંનુ તેને સારૂ "દયા ધરમથી" એક ધરખમ રકમ દર મહીને સુનાને પુગાડતી રહી હતી, ને છેલ્લે છુટાં પડતાં બી બધો ખરો ખુલાસો રતી આગલ કરી દેવાની સુનાને રજા નહીં મલેલી હોવાથી થયું એમ કે રતી જ્યારે બજ્જીના બંગલામાં રહેવા આવી ત્યારે બી તે પોતાની જણેતાની ગોદ અથવા સંભાલમાં જતી હોવાનો હજી તે કમનસીબ છોકરીને તો એક દુરનો સ્વપ્નો વટીક ન હતો.

તે છક થઈ ગઇ. આવા મોટા મેહેલ જેવા બંગલાનો દાઠ કે વૈભવ તે બીચારીએ આખી જીંદગીમાં અત્યાર તક આગલ કદી જોયો યા જાણ્યો ન હતો. તે સહમજની થવા પછીની આખી જીંદગી લગભગ અભણપણાં ને આલસાઇમાંજ તેણીંએ ગરીબ સુના સાથે તે ડોસીનાં બાપીકાં વતન સુમારી ગામમાં ગુજારી હતી, અને તેથી બજીના બંગલાના થથેરાનો જાતી અભ્યાસ થતાં તે તદન હેરત અને છક થઇ ગઇ.

બીખાઈ તેને ફકત સાધારણ હેતથીજ મલી ને લગભગ એ બચ્ચાંને દુધમલ હાલતમાં છોડી આવેલી હાલ તેને પોતાની સાંમે નજદીક ૨૫ વર્ષની લગોલગમાં આવેલી એક સંપુર્ણ સ્ત્રી તરીકે જોતી હતી, અને તે છતાં તેને એવી હદ સુધીનું કશુંજ હેત ઉભરાયું નહીં કે જેથી તે પોતાને ભુલી જાય અને રતાંને વસવસામાં નાંખી દીએ. વળી તેણીએ ઘણાજ બલાપાથી જોયુ કે તે તેના પોશાકમાં લગભગ ફુવડ ને બેદાદ હતી. માંથુબાનું છેક આગલ વેરનું બાધેલું હતું, ને બાલની કીનારી જરા બાહાર દેખાડીને ચસમાઇ સેહેતો પારેલો હતો. વળી દેખાવમાં બી તે બિચારી કશીજ રીતે ખેંચાણકારક ન હતી. ફકત પતલી ને ઉચી હતી એ એકજ સીફારસ તેના દેખાવના સંબંધમાં હતી, અને જરા ચામડી ઉઘડતી હતી; બાકી એ સિવાય છોકછાગમાં તો તે બીચારી છેકજ લોથ હતી. નાક બી પપેરા જેવું જાડું પોહલું ને ચપટું હતું, અને તાજુબ કે તે છતાં રતાં પોને પોતાને એક ખુબસુરતીજ માની લેતી હતી!

પોતાની વકી ઉપરાંત એવી એક દીકરીને જોઇને બીખાઈ ઘણી જંખવાણી થઇ તે પોતે જુવાંનીમાં ઘણી મજાહની દેખાવલી હતી તેવીજ રતીને બી જોવાની પુર ઉમીદમાં હતી,

જે ભ્રષ્ટ થવાથી રતીપર જે તેને છેલ્લી હરોલમાં થોડુંક હેત આવ્યું હતું તે પણ લગભગ સમી ગયું ને ટંડું પડી ગયું. તેના અવાજ વટીકમાં મીઠાસ ન હતો. તે અવાજ ઘાડો ને જાડો–જાણે મંદાંનો હોયની તેવો હતો!

"ચાલ આવ, આએ ગોટ ચાએ પી લે ને ટોસ્ટ ખાઈ લે,–રાતની ભુખી હોશે," અરસપરસ મીલાકાતના હાવભાવ ને પુછપરછ તમામ થતાં તે માતાએ તેને તેજ ઓરડામાંની એક ટીપૉયપર તેડી લેતાં કહયું. તેણીએ હાલ તો એ છોકરીની ચાએ ને ટોસ્ટ અત્રેજ મંગાવી લીધાં હતાં.

"તમે મને તમારે તાંહાં તેરાવી લીધી તે તમારી ઘણી મેહેરબાની થઇ," રતી કહેતી હતી. "મને બીહીક બીહીક લાગ્યા કરતીથી જે મરે સુનામાએ બીચારાંને કંઇ કશું હોય કે થાએ તો મારૂં શું થશે? તમે મારાં શું સગાં થાઓ જે?"

"હું તો ત્હારી દુરની સગી છેઉં, પણ સુના સાથ મને આગલાં વરસમાં ઘણું સારૂં ઉતું," તે માતાએ જવાબ કરયો. "હવે એ વાત જવા દે. હવે તો ત્હારે બધા દાહરા અહીંજ રહેવાનું છે, ને એ આગલી જીંદગીની બધી વાત ભુલી જવાની છે."

"ઓ કેવું મજાહનું!" છેક બચ્ચાં સાડી અદાથી હાથમાંથી ચાએની રકાબી ઝટ મુકી દઇને તાલી પાડતાં તે છોકરીએ મોટી ખુશાલીથી પોકાયું, અને બાઇએ તેને ધમકાવીને ચુપ કરી.

તેણીની આંખ તમામ ખુશીમાં ઝલકી રહી. બધા દાહડા આએ આલીશાંન મકાનમાં રેહેવાની ખાત્રી મલતાંજ ત્યાંનો બધો વૈભવ તેને લગતી ખુશાલી સાથે તેને હૈયે ઉભરાઇ

આવ્યો, ને તેથી તે એ કીસમે પોતાની ખુશાલી જાહેર કર્યા વના જાણે રહી શકી નહીં.

"તહારી નોકરીમાં ત્હારે વાસ્તે મેં આયા રાખેલી છે તેના દેખતાં કંઇ બી જાતનું અભણપણું કરતી કે બતાવતી ના," જરા સખ્ત અવાજે બીખઇએ તાકીદ કરી. "તેનેજ કેહજે કે તુંને ડ્રેસ કરાવે ને તાહરા બાલ બનાવે. આવા ચસ્માઇ સેંતા અહીં ચાલતા નથી. માથુબાનું બી જરા ઉપર વેરથી ઘણી સફાઇનું બાંધજે, ને ઘણી મજાહની થોડ઼ી થાઇ થઇને ફરજે. આએ સપાટ કાહરી નાંખજે, ને સ્લીપરની જોર તહારી આયા આપશે તે પેહેરજે. મને હવેથી માસીમાય કેહજે."

"વારૂજી, માસીમાયજી," રતીએ જરા દબાઇને તાબેદારીથી કહયું, ને તે પછી ચંગ વગાડીને બીખઇએ આયાને બોલાવી રતીને તેનાં સ્વાધીનમાં સોંપી. તે છોકરી બાહારગામથી નવી આવેલી હોવાનું તેણીએ આયાને આ આગમચજ પુરતું ભણાવી રાખ્યું હતું, ને એ મોટે ઘેરની મઁમસાબોની આયાઓ તેમના કીસબમાં ઘડાયલી ને પ્રવીણ તો હોવી જોઇએ ખરી, કેમજે તે પછીથી જયારે ડાઇનીંગ હૉલમાં નાસ્તો કરવા જવા તૈયાર થઇને તે બીખઇ આગલ પાછી આવી ત્યારે બધા નવા પોશાકના થથેરા વચ્ચે તેણીનું રંગ રૂપ ઘણી મોટી હદ સુધી ફરેલું ને ફેરવાઇ ગયલું જોઇ બીખઇ મનથી રાજી થયા વના રહી શકી નહીં

તેઓ ડાઇનીંગ હૉલમાં ગયાં.

ત્યાં નાસ્તાની ટેબલપર સોહરાબ તે દાડાનું ગેઝટ વાંચતો બેઠેલો હતો, અને બીખઇએ લઇ જઇને રતીની તેના સાથ ઓલખાણ કરાવી.

"આએ માહરો સોહરાબ દીકરો," તેણીએ રતી તરફ ફરીને કહ્યું; "ને સોહેલ,"–તેણીએ હવે તેના ભણી નજર ફેરવી કહ્યું–"હું કેહતીતી કેની તે આએ મારાં ગરીબ સગાંની છોકરી. તમે બેઉ હવે અહીં ભઇ બેહેનની પખીન મલી જજો હં: એ તુંને 'સોહરાબ' કે 'સોહેલ' કરીનેજ બોલાવશે, ને તું એને 'રતી' કેહજે."

સોહરાબે તેના ભણી હેતથી તો નહીં પણ માયાથી જોયું. તે બીચારીમાં ઘણુંક દેખીતું અભણુ ને વલગર હતું. તેને તેણે માયાથી શેકહેન્ડમાં હાથ આપ્યો, ને રતીએ તે હાથપર બધાં પોતાનાં આંગળાં વીંટાળી લઇ, તે તેની બગલમાંથી છુટોજ કરી નાંખવા માંગતી હોય તેટલો બધો હીલવ્યો!

જમતી વખતે બી ઘણીક વાતમાં ભીખઇને બરડે પાણી ઉતરયું. તે એવી ઘણીક ભુલો કરતી કે જેથી નોકરો બી મોંઢું ફેરવી હસતા ખાધાનું દીઠું ન હોય તેમ કેટલીક વાણીઓ તો બોંહે ચહરાવી લપાટા મારીને તે બીચારી ખાવા પડતી, ને ભીખઇ કોઇ નહીં જુએ ત્યારે ડોલા કકડાવતી ત્યારેજ તેને પોતાની અવદશાનું ભાંણ થતું.

તેને સોહરાબ ઘણોજ ગમ્યો. "કેવો મજાહનો જાંગલા જેવો છોકરો છે, માસીમાય?" એકલાં પડતાં તેણીએ પોતાનું ઉભાતું પેટ ભીખાઇ આગલ ઝટ ખાલી કરી નાંખ્યું "એવણ કુમારાજ છે કે? મારૂં એવણ સાથે થાએ તો ગોઠવોની?"

ભીખઈ તેને, અલબત, એ સાંભળતાં હવારીને ખાઇ ગઈ, અને તે બિચારીને સહમજ નહીં પડયું કે દીલનાં પ્રમાણીક મત મુજબ એમ આબરૂ ઇજતથી આવી મોટી ઉંમરે પરણવાની આરજુ કરવામાં બુરૂં શું હતું?

બીજા હાથપગ આ કોઇ દેખીતી છટેલ, જોઇએ તે કરતાં ઘસીને વધારે હીંમત બતાવનાર અને તમામ અભણ છોકરીના મુકાબ્લામાં જવાન સોહરાબને તરત તેની તેહમીની યાદ થઇ. આહા. કંઇ ફેર જેવો ફેર? બેહેસ્ત દોજખ જેટલો ફેર !! પેલીની અદા શું. અવાજ શું, સુંદરતા શું, સભ્યતા શું ! તેની વાતચીત કરવાની હુસ્યારી ને અદબ અને તેની દરેક ચાલચાલમાં વંટીક જોતાં જીવને સુખ થાય એવુંજ એક પ્રત્યક્ષ લક્ષણ જોવાનું હતું !

તેઓ એ છેલ્લા આંક દાહડામાં રોજ મલતાં રહયાં હતાં— એ આપણી વારતાનાં "રોમ્યો અને જુલ્યટ." ખરી રીતે તો મેહેલ્લીની બીમારીના બાએસથી પીકનીકની વાત સાવ ભુલાઇજ ગઇ હતી, ને કોઇને કશી તેની યાદ વટીક નહીં થવે સાચી તેહમીને પોતાના પીતરાઇ સાથની પીછાણની વાત જાહેર કરવા જેવો પ્રસંગજ નહી થયો હતો. બચ્ચીત, સુંદર તેહમી એટલી હદ સુધી સાચી હતી કે આગલાં પ્રકરણમાં વાંચવા મુજબ સોહરાબને વલતી સ્હાંજે મલવું કે નહી તે બાબે તે શંકા-શીલ ઉંઘઇ ગઇ, અને બીજી સહવારે માબાપની હરૂસે તે વાહલા જવાંનને મલવુ સગવાર નહીં હતું એજ રૂડા ઠરાવ સમેત તે પાછી ઉઠી; પણ બાજે વખત સરજત આદમીને ઘણી હદ સુધી માહાત કરે છે. તે દાહડે બેહેરામ રોજનો હમકારો હતો, ને મેહેલ્લીની બીમારીથી ફકરમંદ થયલી મીઠાંએ સ્હાંજે અગ્યારીમાં સુખડ મોકલવાનું મન કરયુ. એ વખતે છોકરાઓ કોઇ ઘરમાં ન હતા, અને મીઠાંએ નસીબસંજોગે સુખડ ચહ-રાવા જઇ આવવાનું તેહમાનેજ સોંપ્યું !

છોકરીઓને અવારનવાર સ્હાંજને છેડે અગ્યારીમાં

કે આસપાસ લટાર મારી ફરવા હરવા એકલી એમ જવા ને મોકળવાનો મેહેલ્લીને ત્યાં રીવાજ હતો. ભલી મીઠાંએ પોતાનાં બચ્ચાંઓને એવી તો શુદ્ધ અને સાચી રાહે ચાલતાં ઉઘાર્યાં હતાં કે તેઓને જાપતાથી ઘરમાં પુરી રાખવાને જાણે એ હેતવંતાં માબાપને જરૂરજ ન હતી. છોકરાંને ઘટીત છુટા-પણું ન મળતાં ને જાપતામાંજ પુરી રાખતાં ગંભીર ખરાબી થવાનો જે સંભવ રહે છે–અગતકરીને છોકરાના બાબમાં, તે બધું મેહેલ્લી ને મીઠાં સહમજવાવાલાં હતાં, ને તેથી તેહમીને એકલી અગ્યારીમાં મોકળવાનું કોઇ રીતે તેમને ત્યાં નવાઇ જેવું કે અસાધારણ નહીંજ હતું.

અને ત્યાં સોહરાબ, અલબત, હાજર હતો. તે તેહમીને અપુર્વ હેતથી મલ્યો, અને જ્યારે તેણે જાણ્યું કે જો સુખડ ચડાવવાનો પ્રસંગ નહીં નીકળ્યો હોત તો તે તેને મલવા આવ-નાર નહીં હતી ત્યારે તેણે તે મહાબુબનો એ સદ્‌ગુણ જેટલો વખાણ્યો તેટલોજ વળી પોતાને એમ વગર દયાએ વીસારી આપવાનો તેહમીનો ઠરાવ તેણે વખોડયો. પરીણામમાં, વચ્ચેના નાનકડા પુલને નાકેની એક બેઠકમાં બેસી તે બે પ્યારાંઓએ લંબાણથી દરયાફત કર્યો, ને અંતે વીણવીને સોહરાબે તેહમી પાસે વચન લીધું કે તેને તેનાં માબાપ સાથે એ વાત છેડવાને જોગ કદી ને નહીં બી હાથ આવે, તોબી હાલ તો તેણે રોજ સહાંજે તેને તે જગ્યાપર એક વાર આવી મલવું.

અને એમ તેઓ રોજ મળતાં હતાં, કે જ્યારે જેમ જાસ્તી મળતાં ગયાં તેમ તેઓનાં દીલ હદ વગરનાં અરસ-પરસનાં હેતમાં વધતાંજ ખેંચાતાં રહયાં. બંનેને રોજ બંનેમાં કંઇ ને કંઇ વખાણવાનુંજ મળતું, સિવાય કે દુઃખ ફકત

તેઓ ચોરી છુપીથી મળતાં હતાં તે તેહમીને નહીં ગમવાનો તે રોજ જે કકલાત કરતી તે હતું.

"મેં એવું કોઇ દહાડો કીધું નથી ને હું કરવા માંગતી નથી, સોહેલ," તે પરીજાદ તેને કહેતી હતી. "હું તો ધારૂંછ જે આપરે તદન અમથાંજ અટવાઇ મરયેછ. મહારા પપાનું તો કંઇ નહીં પણ તહમારા પપા કોઇ જનમે બી આપરાં એ લગન વાસ્તે હા કેહવાના નથી."

"હું હવે ઢીલ થવા દેવાનો નથી," સોહરાબે જુસ્સાથી કહયું. "તહારી મરજી ઉપરાંત તું મને એમ છુપી રવેસે મળવા આવેછ તેથી મહારૂં બી દીલ રોજ દુખાયા કરેછ. હું આજેજ, તેથી, મહારા પપાની આગળ અહીંથી જતાં સાથે બધી વાત કબુલ કરી દેવા માંગુછ."

"તેવણ કદી એકમત થવાના નથી," તેહમીએ ફીકરમંદ પાછું કહયું.

"ને નહીં તો?"

"ને નહીં તો શું, ડીઅર?"

'હું એમ પુછવા માંગુછ, ડારલીંગ, કે એ વાતને વાસ્તે એ લોક નહીં બી કદી એકમત થાએ તોબી તું તો છેકના છેરા સુધી મનેજ સાચી ને વફાદારજ રેહશે કેની?"

તેહમીએ જવાબ કરયો નહીં.

"મને જવાબ દે, મીઠ્ઠી," સોહરાબે તે બંને પ્યારા હાથો પોતાના હાથમાં લેઇ તે ઉપર હેતથી ચુંમી કરતાં કહયું.

"સોહરાબ," તે સુંદરીએ તે પછીથી નીચી નજરે ને ધીમે સાહદે કહયું, "મને લાગેછ કે હું તમારા વગર જીવી

શકવાની નથી સેવટ શુધી હું તમોને સાચ્ચી રેહેવશ. તમોને મારાં વચનમાં એતબાર આવેછ?"

"હજારો હજાર, વ્હાલી," તે પ્યારઘેલા-હર્ષઘેલા છોકરાએ લખ્ખો હેતથી કહ્યું; અને એ રીતે, વાહલાં વાંચનારાંઓ, રતી જે દહાડે તેઓના બંગલામાં આવી થર પડી તેજ સહાંજે બજી આગળ જઈને બધો હીંમતથી એકરાર કરવાનું નક્કી કરી તે બે પ્રમાણીક વ્હાલાંઓ છુટાં પડયાં. નક્કી એમ થયું હતું કે ઘરડા બજીનો જવાબ મેળવી લેતાં સુધી હાલ તેહમીએ પોતાનાં નેકબખ્ત માત પીતાથી એ વાત એકાદ દિવસ હજી જાસ્તી છુપાવવી; અને ખરેખર તો તેહમી પોતે ગમે એવું કેહવા ચાહતે, પણ ઉપર કેહવા મુજબ મેહેલ્લીની ચાલુ બીમારીની ગરબડમાં તેવી વાતનો એ ચાલુ એક અઠવાડયાં તક કશો પ્રસંગજ ન થયો હતો.

બીજા હાથપર સોહરાબ તેજ રાત્રે ઘર ગયો તેવો તેના બાપને સોહોધતો, ઉમેદભર, તે ડોસાના ઓરડામાં ગયો. તેને પોતાને મનથી ઘણો વીશ્વાસ હતો. તે જાણતો હતો કે તે તેના જૈફ બાપની આંખનું તેજ-તેનું જીવણ, તેનું સર્વસ્વ હતો તે ડોસો તેને કદી બી કોઇ ચીજ ના પાડી શકતો નહી, ને તેથી તે આ પોતાની સૌથી માનીતી મુરાદ બાબે-તેહમીએ તેને ગમે એટલો નાહીંમત કરેલો છતાં-હજી એ ઘણો આશાવંત હતો.

તે ઘર પોંહોંચ્યો ત્યારે રાત થઇ ગઇ હતી અને ડ્રોઈંગ રૂમમાં તેની માતા અને રતી બે એકલાંજ બેઠેલાં હતાં. તે (રતી) તો તેને જોતાંજ ખુશીમાં ચમકીને ઉભી થઇ, ને તેને કંઇ ને કંઇ વાત કરાવા રોકે એવું તેણે ચાહ્યુ, પણ સોહરાબે

હાલ તો તેના ભણી જોયું વટીક નહીં. તે તો ઉશ્કેરાયલો, આજુર્મંદ, કાકલુદીભરયો પાધરો પોતાના બાપનેજ સોહોધતો તે ડોસાના ઓરડામાં ગયો.

ત્યાં બતીઓ બધી ધીમી કરી નાંખેલી હતી, ને ડોસો બાગમાં ઉંઘડતી એક હવાવાલી બારી આગળની ઇઝીચેરપર વ્હીસકી સોડાનાં ટંબલર સાથે અરધી મીચેલી આંખોથી અલેટાયલો હતો, કે જ્યાં "પપાજી !" કરીને પુકારતો તે વહાલો જવાંન ધસીને તેની આગળ ગયો.



## પ્રકરણ ૧૬ મું.



તે બાપે સરેસ્તાનાં હેતથી તે વહાલા બેટા તરફ જોયું, કે જે "પપાજી!" કરીને મોટે સાહદે પુકારતો બુઢા બજીના ઓરડામાં એકદમ ધસ્યો આવ્યો. તેણે અવલ તો અંદર આવતાં સાથે ગૅસ લાઇટનાં ઝુંમર તરફ જઇને તે ધીમી આંચે બલતી રાખેલી બતીઓ એક સપાટામાં મોટી અને તેજસ્વી બનાવી, અને પછી પોતાના બાપની "આર્મચેર"ના હાથા ઉપર જઇને અરધી બગલગીર ફીસમે તે છોકરો બેસી ગયો.

"કાંહાં ફરી આયો, બાપ?" તે બુઢાએ મોટાં હેત સાથે તેને છાતીમાં ચાંપીને પુછ્યું.

"નાયગામ ગીયોતો, પપા," સોહરાબે ખુશાલીની અદાથી જવાબ કરતાં કહ્યું,–અને તરતજ હસીને વધારયું, "મહારાં પનવા અદરાવાની ગોઠવણ કરવા ગીયોતો!"

"એ શુગરાના, શુગરાના દાદાર અહુરમઝદનાં!" તે બુઢ્ઢાએ ખુશીથી ચમકી ઉઠીને ખુરસીમાં એકદમ તડો બેસતાં કહયું,—કે જયારે, એવડો ઉલટમંદ, જવાંન સોહોરાબ પોતે તે ઇંઝીચૅરના હાથાપરથી ઉઠીને તે બુજોર્ગ બાપનાં છેક લગભગ પાસાંમાં એક ખુરસી ખેંચી બેઠો.

"મહારી રાત દીવસની મુરાદ એટલીજ છે, દીકરા," ને ડોસાએ જારી રાખ્યું; "ખોદા મને તેરી લીએ ને મોહોતમાં મહારી આએ ઘરડી આંખો સદાની બંધ થાએ તે આગમચ તુંને હું પરણીને થર પરેલો જોવા મહારાં ખરાં જીગરથી ચાહુંછ, સોહોલ."

"ખોદા તહમારૂં ખાણું આબાદ રાખે, પપા ડીયર," તે છોકરાએ એ ઉત્તેજનના સુખનો સાંભળતાં તેટલીજ દીલસોજીથી જવાબ કરી કહયું. "મેં મહારે વાસ્તે એક ઘણીજ ખુબસુરત મોહરદાર સોહધી વટીક કાહરીછ, પપા."

"ખુબસુરત પણ ખાંન્દાંનમાં કેવી?" તે ઘરડો બાપ તરત વચ્ચે પુરાયો; "ખુબસુરતીજ કંઇ આપુને જોવાની નથી, બેટા. જોતો નહીં, બેટીબાપ, ખુબસુરતીનાં તકલીદી ખેંચાંણથી બએ મરતબા ઉતાવલમાં પનણીને માહરે બેઉ વખત ધીરજથી પસતાવો કરવો પરયોછ તે?"

"આએ કોઇ તેવું ખાંન્દાંન કે ખાંચરૂં નથી, પપાજી," તે છોકરાએ સધ્યારો આપતી ફીસમે જવાબ કરયો–ને વળી હસીને વધારયું, "આય તો આપરા જેવુંજ બલ્કે આપરૂં પોતાનુંજ ખાનદાંન છે! આપરૂંજ લોહી અને માસ!!"

"આપરૂં લોહી અને માસ?" બુઢ્ઢા બજીએ ધુરકતી ફીસમે મોટી અજાયબીમાં પુછ્યું; "તું એમ તો નથીજ કેહેવા

માંગતો કેની, છોકરા, કે આએ તારી ભમાતુ માએનાં ભામતાં જેવાં કોઇ સગાંની પોરી જે અત્રે હાલ આપરાં ઘેરમાં રેહેવા આવીછ તે—"

"તે નહીં, વહાલા પપા," સોહરાબે તે અભણ છોકરીની યાદ થતાં કાંઇક તુચ્છકારથી કહ્યું; "મને એકદમ ખરી ખ ખારીને તહમારી આગળ ખરેખરી વાત હીંમતથી કબુલ કરી લેવા દેઓ કે હું તો મેહેલ્લીકાકાની સુકકરના સેતારા જેવી સુંદર અને ચેહેરેનમુન દીકરી તેહમીનાપર ફીદા થયલો છેઉં, અને તેની સાથે પરણવાની મહારી ઉમેદ થકી નમો વહાલા બાપની બાહલી લેવા આવેલો છેઉં!"

અને પછી? એક પલ સુધી ફકત ફાટેલે ડોલે અને દબાયલે ચહેરે ઘરડા બજીએ પોતાના સપુત સોહરાબ ભણી જોયા કીધું! તેણે જે સાંભળ્યું હતું તે ગોયા તેને સદમજ્જ પડી શક્યું નહી. તે જાગતો હતો કે ઉંઘતો? તેણે જે સાંભળ્યું હતું તે ખરૂં હતું કે ખાબ? તેનાં પોતાનાં માથાંનાં ટાલકમાં તરેલ પડી ગઇ હતી કે સોહરાબની દગરી ચસકી હતી?

પણ બીજીજ પલે તે પાછો તરત સચેત અને સાવધ થયો. સોહરાબનો એકરાર જેટલો ખરાં દીલનો તેટલોજ ખોલ્લો બોલાયલો હતો. મુતલગ ભુલ કરીજ નહીં શકાય' એટલો ભાર નાંખીને-તે કહેતો હતો તેમ "ખરી ખંખારીને"–તે છોકરો બોલ્યો હતો, અને તે જે બોલ્યો હતો તે તેણે ખરેખરૂંજ સાંભળ્યું હતું એમ તેની તરત ખાતરી થઇ. એ ઉપરથી ઘરમાં જે લાકડીનો ટેકો લઇ તે ચાલહાલ કરતો હતો તે બાજુમાં પડેલી લાકડી ઉચકીને સરબસર એક દીવાનાનેજ જવાબ કરતા ઝનુની જુસ્સામાં હવામાં ઉંચે ઉંચકી પાસેની ટીપૉયપર તેણે

તરત પાછી નીચે ઉતારી કે તે ઉપરનું વ્હીસ્કી સોડાનું ગ્લાસ ભાગીને ચુરેચુરા થઇ ગયું, અને વ્હીસ્કીની ડીકેન્ટર અને સોડાની બાટલીઓ પોલકા નાચવા પડી!

"તું તે કાફરની છોકરી પનણે-તે કાફરની?" બજીએ એમ કરતાં ચાસ પાડીને કહયું; જીન્હાર નહીં! હું જીવતો છેઉં તાંહાં વેર કોઇ સપને બી એ તારી ગલીચ ઉમેદ પાર પરવાની તું વકી રાખતો ના! તે ખુંનીની દુકતીને તું પનણે? ઓ ખોદા, તે દેખાવ હું આએ મારે ઘરડેઘડપણ જોઉં તે કરતાં તો થંડા પથરોપર તુંને સચરી મુકેલો જોવા હું હજારો વખત વધારે ખુશી થવશ!" અને સોહરાબ તો આ ધીક્કાર, આ તીરસકાર, આ હદ વીનાનો અને વકી ઉપરાંતનો જોરાવર ઇનકાર સાંભળતાં તમામ થથરીજ ગયો!

"તું તે દોજખીનું નામ મુખજુબાનપર લઇને મારી સાંમે આવવાની હીંમત કરી શકયો?" તે બાપે ઘણા કકલાત સાથ જારી રાખ્યું; "તેં તેની દુકતીને જોઈ તો જોઈ પણ રૂબરૂ તેને મલી બી શકયો? તુંને તેને જોતાં તે મલતાં તમ્મર બી નહી આયા? તું જાણેછ, દુકતા, કે જેનો તું જમઇ થવા નીકરી પરયોછ. તેણેજ તારી સાવકી માયનું—મારી આગળી ઐરીનું ખુંન' કીધેલું છે—ખુંન?"

"પણ તેના આપરી પાસ પુરાવાજ શું છે?" સોહેરાબ ફીકકો ફ્ચ થઇ ગયલો હોવા છતાં લગાર ગુસ્સાથી અને હીંમતથી પુકારી ઉઠયો.

"પુરાવા?" બજીએ બરાડયુ; "એવા કેસમાં પુરાવા સાંના હોય? એવા કેસમાં પુરાવા સાંના મલવા જોઇએ? તેને મારી-પર કીનો ઉતો તે દરમ્યાંનમાંજ તે ગુમ થઇ ગેઇ તેજ શું

બસ નથી? તેની લાશ વટીક હાથ નહી આવી તેજ શું પુરતું નથી? અરે જા,—હું મરવા સુતેલો હોવસ ત્યારે બી ખોદાનાં છેક ઘેર સુધીના કસમ ખાઇને હું કેહેવસ કે એજ અને એજ કમીનો તેનો ખુંની છે. કમઃતન પોલીસવાલાઓ તેની તાંયના થઇ ગીયા ને તે છુટી ગીયો તો શું થયું, પણ ખરેખર એજ—બસ એજ તેનો ખુંની છે!" વળી જરા થોબીને-"હું તો જમની કાંની તેની પુઠે લાગતે ને તેને મારે બાનણે ટવલી ટવળીને મરતો મારી નજરે જોતે, પણ પેલી નખ્ખોદગેઇ રાંડ મીડી વચમાં આવી તેથી એ મારા બસથી બચી ગીયો."

ત્યાં તે જરા દમ ખાવા થોભ્યો, કેમકે જે જુસ્સાથી તે ઉપલું સઘળું બોલ્યો હતો તેથી, તેની જૈફીની નાતવાંની વચ્ચે, તે એકદમ આજેજ થઇ ગયો હતો; અને સોહેરાબ પોતાના વાલીદનો તે એક કોઇ અજબ જેવો કેહેર અને કીનો જોતાં પોતાની અકકલથી હેરત રહયો.

"તેને તાંહાં મેં સાંભળ્યુંછ કે ચાર મોટા ગધેરા જેવા દુકતાઓ છે ને ચાર મોટી બહલેરા જેવી દુકતીઓ છે," બજીએ સોહેરાબને ચુપ જોઇને, તેનાપર પોતાનાં કેહેવાની અસર થયલી માંની લેતાં, બકવાત કરવાનું તરત બીજી પળે પાછું જારી કર્યું; "તે બધાં એબદામનાંઓ ખજીરની કાંની ડોકાં તાણીને આએ તારા કીમતી વારસા વાસ્તે ટીંગઇ રહેલાં છે, અને ત્યારે કેહ મને તું, છોકરા, કે શું તે કમીનાની એબદસા જેવી દુકતીને મારે બાનણે લાવીને એ તારો બાપીકા વારસો ને હક છેક મારી આય છેલ્લી ને મરતી ઘરીએ તું લુટાવી દેવા તૈયાર થયોચ?"

"હું તેના વગર જીવી શકવાનો નથી, પપા," સોહેરાબે,

એમ છતાં, પાછી હીંમત પકડી નરમાસથી તે બાપને પાછું સહમજાવ્યું; "તમારા ભઇ તરફનાં વેર કે ધીકકારને ખાતર અમો એ નીરદોશોને તમો ખુદાને ખાતર એમ જએહ ને જુદાં ના કરો!"

"હું તેને તો જએહ કરસ ને ફર કરસ," તે ડોસાએ વધતાં ચીવટપણાંથી પોતાનાં એકવરયાં જેવાં આખાં તદન બદનમાં ધુજતાં ને વળ ખાતાં કહયું; "મારૂં જો ચાલે તો હું તો તે દુકતીને રઝનાવી રીબાવીને જએહ કરૂં; પણ તું તો મારો ડાહયો દીકરો છે."–અને હયાં તે બુદો એકદમ નરમ થઈ ગયો.–"તું તો મારો કહયાસર ને શેઆનો સપુત છે. બપ હું ના કેહું તો ના! એવા ખુંનીની દીકરી સાથે આપુને કામજ નથી. તેને વાસ્ને વિચાર કરવામાં બી અઝીમ ગુનાહ છે. તું તેને ભુલી જજે, અને પછી તું માંગસે તાંહાં હું તુંને પનણાવસ. તું માંગશે તેવી આસમાનની પરી જેવી છોકરીઓને હું તારે વાસ્તે સોહધાવી કહરાવસ. છોકરીઓનો શું ટોટો છે? આપરા પઇસાટકા શું કમ છે? હું મોટે મોટે ઘેરની છોકરીઓ તુંને બતાવસ ને ચંદ રોઝમાં તુંને તારી મરજી માફક પનણાવી આપસ."–અને તે આ બધું ખીજ ચઢાવાનું બોલતો હતો તેવામાં સોહોરાબ, ગુસ્સા અને તુચ્છકારથી હસ્તો, તમામ ધીરજ ખોહી દઇને પોતાની બેઠકમાંથી હવે ઉઠીને ઉભો થયો.

"તમે બધી તમામ વાહીયાત વાત કરોછ, પપા," તેણે મોટા તુમાખથી કહયું; "તમે તમારા ભઇને વરે જેટલું બુરૂં બોલોછ તેટલું બુરૂં હું કદી માનવાનોજ નથી. એમ છતાં તમે જે કેહેવોછ તે કદી ખરૂં બી હોય, તોબી મારી નીરદોષ તેહેમીને તે વાત સાથે કશીજ નીસબત નથી; અને હવે મને

સાંભળી લેવો, પપા ડીયર. તમે કેહી રહયા? હવે હું કેહુંછ જે હું તો આખી દુન્યાની દોલતને ખાતર બી બીજી કોઈને કદી પરણવાનો નથી. પન્નસ તો હું ફક્ત તેહમી સાથેજ ને તેહમીનેજ!"–અને એટલું બોલી તે દમામથીં ત્યાંથી ચાલતો થઈ તે ઓરડામાંથી એકદમ બાહેર પડવા આગળ વધ્યો.

"સબર કર! થોભ! પાછો આવ!" તે મામલો જોતાં ગુસ્સાથી ઘેલા થઇ ગયલા તે બાપે તેની પીઠેથી ઘણે મોહટે સાહદે પોકારયું; "ચાલ્યો કાંહાં? મને પુરો સાંભરીને જા. આજવેર તું મહારી કલેજાંની તાહરક અને આંખની કીકી ઉતો, પણ જો તે દુકતીને તું પણ્યો કે પણવાનો તેં વીચાર વ્રીક કીધોછ એમ મહારી ખાતરી થઈ તો પછી હું તુંને મહારાં જીગરથી ચીરીફાંસીને છુટો કરશ ને સદાના નીવારપાટો આપસ. તો તું મહારો દીકરોજ નહી. તે એક વગર આખ્ખી દુન્યાની છોકરીઓમાંથી તહારે ગમે તેને પરણવા માંગ–પર જાત કે દુરવંદની દીકરી હોસે તે બી હું ગરે ગાંઠ ને મોહરે દુચો મારીને કબુલ કરશ, પણ મહારા મુદ્દઇની એ દુકતીને વાસ્તે હું કદી કબુલ કે એકમત થવાનો નથી. તું તેને પણશે અથવા પણવાનો ખ્યાલ વ્રીક કરશે તો મહારી અંતરની હાય ને જીગરના શ્રાપોથી હું તુંને બારીને કોયલો કરી નાંખસ. ખોદાય મહારો રાત દહાડાનો કકલાત સાંભરીને તહારૂં ખાંનુ-ખરાબ કરી નાંખસે ને તહારૂં સત્યાનાસ વરી જસે. તે ઝેરી નાગણને પેટે તહારાં દુકતાંઓ બી સરપ જેવાં ઝેરી જનમસે, અને—"

"બસ–બસ–બસ કરો, પપા!" તે છોકરાએ ઘણા કમ-કમાત વચ્ચે દોડી આવીને તેનું મોહુંં પકડી લઇ તેની આ

દર પળે વધતી આવતી દીવાન્યતમાં તેને ફરજ્યાત રોકી નાંખતાં ને ચુપ કરતાં કહયું. તેણે જોયું કે તે બુઢો જોતાં જોતામાં મગજથી તદન બેમગજ થઇ જાય એવોજ બધો તેનો દીવાનો હાલ હતો, અને તે વફાદારીભરયાં વાહલથી પોતાના ઘરડા વાલીદને ચાહનાર કહયાસાર બેટો તેનો એ કીસમનો બધો ગુસ્સો અને જુસ્સો જોતાં પોતાનાં અંતકરણમાં થથરીને થરથર ધ્રુજવા પડયો. તે કરચલી વલી ગયલો ઘરડો ચેહેરે, તે જ્યારે એમ ગુસ્સાથી બોલતો હતો, ત્યારે કાલોજ માત્ર નહી પણ છેક બીહીક લાગે એટલી હદ સુધી કદરૂપો ને કદરબીહામણો વટીક થઇ પડયો હતો!

"બસ–બસ–બસ કરો, પપા, ખોદાયને ખાતર બસ કરો!" તેણે, તેથી, તે બુઢાનુ મોંઢું પકડીને તેને ચુપ કરતાં કહયું. "જાઓ, હું નથી પનવાનો; હું વિચાર વટીક નથી કરવાનો; હાલ તો આપરે એ વાત પરતીજ મુકશું"—અને, ટુંકમાં, ઘણી મુશકેલથી અને જેહેમતથી તે બુઢાને જેમ તેમ મનાવી, શાંત કરીને જખમાયલો સોહેરાબ, તદન તુટેલાં દીલે ને દર્દ-મંદ જીગરે, તે ઓરડામાંથી બાહેર પડયો.

તે ઉસ્કેરાયલો અને ધસાબંધ તે ઓરડામાંથી બાહેર પડયો અને ત્યાંથી ચાલ્યો ગયો, અને એમ જ્યારે તે ચાલ્યો ગયો ત્યારે તેણે જોયું નહી કે તે બારણાંની લગોલગનાં એક અંધારાં ખુનામાં દબાઇને એક કોઇ અબળા ઉભેલી હતી.

તે ઘણા વારથી એ તરફ આવેલી અને ઉભેલી હતી. તે અંધારાંમાં સંતાયલી હતી. અને સંતાઇને તે બાપ દીકરા વચ્ચેનો મજકુર કજ્યો સાંભળતી હતી

તે કોણ હતી? તે પેલી અભણ અને અરધી જંગલી

રતાઈ હતી તેને ઘણાં ઘી કેળાં થયાં, ને આઇસક્રીમ ખાધું હોય તેટલી પેટમાં ટંડક વલી. તેનો તે આવી ને આવી તે પોરયામાં ડોલો હતો, પણ તેને તે મુતલગ મચક ન આપતો હતો, ને તેનાં બાતેનમાં–તે હવેજ જોઇ શકી કે–આએ "કોઇ પેટબરી તેહેમી" હતી: પણ હવે બધું પાછું સરખું થઇ રહયું હતું. તેના ઘરડા બાપે તેને તેહેમીને વાસ્તે તો ખુબ ધુળ ઝાટકીને સાફ ના કહયું હતું, અને ત્યારે તે સંતાવાની જગ્યાથી કોઇનું પણ ધ્યાંન નહી ખેંચાય તેમ પાછી છટકી જતાં તેણીએ પોતાનાં મનથી વિચારયું ને મનને પુછયું કે તે પોરયાને તેના પોતાના કરતાં વધારે બેહતર મોહરદાર બીજી કઇ અને કયાં મલનાર હતી?

* * * *

પલા હાથપર સોહોરાબથી છુટી પડેલી તેહેમી જ્યારે પોતાને ઘર પાછી ફરી ત્યારે ઓટલાપરજ તેને તેની નાહની બેહેન પુતલાંએ કહયું કે 'પપાએ તમોને ઘેર આવો તેવાં તરતજ પોતાની આગળ તેરેલાં છે."

તેહેમીનાં પેટમાં એ સાંભળતાં સાથે એકદમ ફાલ પડી! તેને તરતજ લાગ્યું કે તેને કોઇએ બી સોહોરાબ સાથ તે સાંજે જોયલી હોવીજ જોઇએ, કે જેણે આવીને તેના બાપને તે બાબે ફુકી મારેલું હોએ?

તે ઘણી દુઃખી થઇ. તે સદગુણી અને ભલી હતી, અને પોતાનાં વહાલાં માબાપથી કદી કશું છુપાવતી ન હતી. આટલું પણ તેને ઘણા વીચીત્ર સંજોગો વચ્ચે તદન ફરજયાત છુપાવવું પડેલું હોવાથી તે પોતાનાં મનથી રોજબરોજ તે બાબે ઘણી મુઝાતી અને દલગીર થતી હતી. એટલામાટે, અતી ઘણી

શંકાશીલ અને બીહીતી બીહીતી, તેનો બાપ જ્યાં બીમાર પડયો હતો તે સીક-રૂમમાં, પોતાના કપડાં વટીક બદલ્યા વના, તેના કહી મોકળાવેલા હુકમ મુજબ તે છોકરી હવે દોડી ગઈ. તેની માતા પણ ત્યાંજ હતી.

---

## પ્રકરણ ૧૭ મું.

તેહેમી થથરેલી ને બીહીધેલીજ પોતાના બીમાર બાપના ઓરડામાં ગઇ. આજવેર તે સકુમારીએ પોતાના હેતવંતાં મા-બાપથી છાનુંછુપું કશુંજ કામ લીધું ન હતું, અને જોકે વીચિત્ર સંજોગોનાં પરીણામમાંજ પોતાના કઝીન માટેના તેના પ્રૌઢ પ્યારના બાબમાં અત્યાર તક તે ચુપ રહી હતી, તોપણ રખેને તે છતાં તે બાબે તે વ્હાલો બાપ કોઇ રવેસે બુરું માને ને તેને ધમકાવે તેની તે માહબુબને સ્વભાવિક ઘણી ગંભીર ફીકર બરપા થઇ હતી.

તે (મેહેલ્લી) પોતાનાં બીછાણાંમાંથી બાહેર આવીને બારી આગલના એક સોફા ઉપર અલેટાયલો હતો, અને મીઠાં તેનાં પાસાંમાં છોકરાંઓનાં મોજાંપર નામ પાડવાનાં હશે તે કામ લઇ બેઠેલી હતી; અને તેવામાં સુંદર તેહમી-આશક અને ગભરાતનું એક ચુગલીખોર ચિત્ર—બીહીતી બીહીતી ત્યાં અંદર આવી.

"આવ દીકરા, મહારી પાસે આવ," તે બીમાર બાપે હાથ પોહલા કરીને કહયું-અને એ હેતવંતા આવકારથી ધ્રુજતી

લખલખતી તેહમીનાં મનનું એક તડાકે અરધું પોણું સમાધાન થઇ ગયું. તે આ ઉપરથી હીંમત પામી તે પુજ્ય પીતાની પનાહ આપતી મીઠી ગોદમાં દોડી જઇને દબાઇ, ને વાંકી વળી તે ઘરડાં કપાલપર ઘણાંજ હેતની એક મીઠી મધ જેવી ફીસી તેણે લીધી. તે પછી તે તેજ ફીસમે વળી પોતાની માતાને મળી

"અમે તો આજે તાહરાં કાજપગરન નકકી કરવા પરચાંછ, તેહમલાં," તે બાપે તે પછીથી તે સોફાપર તેને પોતાનાં પાસાંમાં બેસાડીને કહયું; "તું રાજી તો છેની?"

"માહરાં કાજપગરન?" તેહમીએ લગાર ચમકતાં પુછયું, અને પોતાની માતા તરફ જોઇને ફીકકું હસીને વધારયું, "મમા, વરી એ શું વાત છે?"

"તે મને કાંએ પુછતી હોશે? તહારા પપાનેજ પુછની!" મીઠાંએ તેવીજ રીતે હસીને મેહેરજીનોજ પાછો હવાલો આપતાં કહયું.

"હવે તું દહારે વારેની થઇછ, દીકરા, ને હું તો આએ રોજ મરૂંછ ને રોજ જીવુંછ, ત્યારે તહારૂં હવે કંઈ અમારે ધારવું જોઇએ ને કેથે કરી નાંખવું જોઇએ કેની?" તે બાપે જારી રાખ્યું.

"એ શું શેલાં કાહારવા બેઠાછ, પપા ડીઅર?" તે છોકરીએ ઘણાં હેતથી જવાબ કરતાં કહયું; "તમે તો અમારે માથે સો વરસના ડોસા થશો!"

"પણ તેથી તું કંઈ સાહાઠ વરસની ડોસી થઇને તો પનવાની નથી?" હયાં મીઠાં વચ્ચે પુરાઇ.

"પણ માહારાં કાજપગરન એમ એકાએક ને અચણુચ

આજે કોણની સાથ તમે લોક નકી કરી નાખવા નીકરી પર-યાંછ?" તેહમીએ તાજુબીમાં પુછ્યું.

"પાસેના દીનયારજીના ડોસુઆ સાથે," તે બાપે ગંભી-રાઇથી જવાબ કરયો. "લે, હું તુંને બધી ખરેખરી બાત કેહું. ડોસુ કેથો છેલ્લાં બે ત્રણ વરસથી કેહજે તહારે વાસ્તે ઉમેદ બાંધી બેઠેલો છે, ને તેના તરફથી તહારે વરે વાત કરવા આજે ઘરડા દીનયારજી પોતે ચાલી ચલાવીને અહીં અમુને મલવા આવી ગીયા. તે પછી મેં તહારી માએ સાથે મત કીધું, ને અમુને બેઉને તો એ છોકરો ખરેખર ગમેછ. ઘણો ગરીબ ને નમાનો છે. સારૂં શીખેલો છે ને બાપના હાથ તરે એ કોમી-સરયેટ ખાતાંમાંજ ત્રણસો રૂપીયા એટલી ઉંમરે તો પેદા કરેછ, છતાં જરા અભીમાન રાખતો કે બતાવતો નથી. તુંને એ છોકરો ગમેચ?"

તેહમી ચુપ રહી. તે શો જવાબ દીએ? તેણીએ નીચી નજરે ટગર ટગર નીચે જમીનપરજ જોયા કીધું, કે જયારે તેના વહાલા સોહરાબની યાદ થતાં તેના રૂખસારો ચમટી તોડે તો લોહી નીકળે એટલી બધી હદ સુધી લાલ ને ગુલાબી થઇ ગયા

"કેમ જવાબ દેતી નથી, મહારી દીકરી?" તે બાપે પાછું કહયું,-અને હીંમત આપતાં વધારયું, "તું કંઇ ફીકર ના કર. તહારો જે બી વિચાર હોય તે બેલાસક અમુને કેહે. બીહી ના. તહારી હમણાં પનવાની નહીં મરજી હોય, કે તુંને પોતાને કોઇ એક કે બીજાં કારણથી એ છોકરો નહી બી ગમતો હોય તો હજાર વખત ના!"

"વરી હવે નાં ફાં શાંનુ હોએ?" મીઠાંએ હયાં પોતાનો

અવાજ ઉઠાવ્યો. "એની ઉંમરે તો એના કરતાં બી એક વરસ વેહેલ્લી હું પનનેલી! હવે એ કાંઇ નાંહ્લી બાંહ્લી છે? આજના વખતમાં સારૂં માઠું કરયા કરતાં એમજ છોકરીઓ રહી જાએચ; ને તે કરતાં આએ તો વરી હીરા જેવો છોકરો પોતે નાખે નુછતો ને ઘેર પુછતો આયોચ!"

"ઓ, આઇ ડોન્ટ કૅર," તે બાપે કરાઉજીનું ડોકું ફફ-ડાવી કહયું; "તે આયો તેથી માહરે માહરી તેહમીને પરણાવી દેવીજ જોઇએ એવું કંઇ નથી. એ તો મહારાં બચ્ચાંની પોતાની મરજીનો સવાલ ને સોદો છે. એ પણવાની છે–તુ ને હું નથી ડોસુ સાથે પણવાનાં. બસ તહારો પોતાનો જે એરાદો હોય તે બેધરક મને કેહી દે, તેહેમાં"

"ત્યારે પપાજી મહારી ખુશી નથી; મને મૉફ કરોજી," તેહમીએ મુશકીલથી સાંભળી શકાય એવા ધીમા અવાજે માંગી લેવાની ઢપથી જવાબ કરયો.

"ઓહ, ઑલ રાઇટ, ઑલ રાઇટ," તે બાપે સધ્યારો આપ્યો, "તાહારે હમણાં નહીં પણવું હોએ, અથવા એ છોકરો તુંને નહીં ગમતો હોય તો તહારી મરજી."

"પણ વરી મરજી તે શું, તેહમી?" તે માતા લગાર બજીદ થઇ. "તુંને એ છોકરો ગમતો નથી કે તું હાલ પર-ણીને સાસરે જવાજ માંગતી નથી?"

"મને એ છોકરો ગમતો નથી, મમા," તેહમીએ હજી બી નીચીજ નજર રાખીને કહયું.

"ઓ, ધૅટસ વન પોઇંટ કલીઅર્ડ," તે બાપે હસીને કહયું; "તહારે તને પણવા ગમેચ તો ખરૂં?"

હજી નીચીજ નજરે ધીમું ધીમું એક—"હા જી."

"ત્યારે તુંને વરી એ ડોસુ કરતાં વધારે સારૂં સાસરૂં વાસરૂં તે કાંહાં ને કેવુંક મલવાનું ઉતું જે?" તે માતાએ લગાર ગુસ્સાથી કહયું. "મજેહનાં માએનાં પેટ જેવાં સાસુ સસરાં નીવરશે. આપરાં વાપરેલાં વસેલાં એ છોકરો નહી કબુલ કરવાનું કારણ શું?"

"મેં બાહર બીજે ઠેકાણે મહારે વરે વિચાર રાખ્યો છ, મમા."

"કાંહાં?"—અને એ સવાલ તેબંને—મેહેલ્લી ને મીઠાંનાં મુખમાંથી એકકી વારેજ બાહેર પડયો!

તેઓ બંને ઘણાંજ તાજુબ થયાં, ને કીયા છોકરાપર એ તેમની ગરીબ ગાય જેવી દીકરીનું દીલ દોડયું હશે તે એ બંનેએ અરધી સેકંડમાં પારખી લેવાની કોશેશ કરતાં તેમનાં અતલગનાં ફ્રરફ્રેન્ડસ ને તેઓના દીકરાઓપર તાબરતોબનું ધ્યાન દોડાવી દીધું, પણ કોઇ ખ્યાલમાં ઉતરી શકયું નહી.

"કદાચ—કદાચ તમુને ગમશે નહીં, મમા પપા," તેહમીનાએ બીહીતાં બીહીતાં જવાબમાં કહયું, "પણ ખરૂં માનજો કે તે પાસેના ડોસુબા કરતાં તો હજારો દરજજે વધારે ભલો ને લાયક જવાંન છે."

"પણ કોણ?" મેહેલ્લીએ વધતી અજાયબીમાં પુછ્યું.

"બજી કાકાનો સોહરાબ."

બધું ચુપચાપ થઇ ગયું! મેહેલ્લી ને મીઠાં ગભરાત ને અજાયબી વચ્ચે એકમેકનાં કોથાં ટીકરીગોપ કરવા પડયાં! મેહેલ્લી તે પછી પુરતો ગંભીર થયો.

"તેને તેં કાંહાં જોયો? કયારે જોયો? તેની સાથ તુંને

કેમ પીછાણ થઇ? તે તહારી તેની સાથની પીછાણ તેં આજ વેર મહારાથી છુપાવી કેમ?" તેણે જરા થથરાવીને પુછ્યું.

નેહમી થથરી ગઇ.

"જો પપા ડીઅર, માહરીપર ગુસ્સો ના કરો!" તેણીએ બેઉ હાથ જોડીને તાબરતોબ રડી દેતાં ને માંગી લેતાં કહયું; "મહારો કંઇજ વાંક નથી. મેં તમો વહાલા પપાથી જાણીબુજીને કંઇજ છુપાવ્યું નથી."—અને ત્યારે તે બીહીધેલી બાળાને હીંમત આપવા મીઠાંએ ઉઠી આવીને તેને પેટમાં ચાંપી.

"કહી દે, જે થયું હોય તે બધું પપા આગલ ખરેખરૂં કેહી દે," તે માતાએ તેને પટાવીને કહયું.

"હું કેહવાનીજ ઉતી, મમાજી," તેહમીએ જવાબ કરયો; "હું તો આજે કેટલા કેટલા દાહરા થયા તક સોહોધયા કરૂંચ."—અને પછી તે મધુરીએ સોહરાબના સંબંધમાં અત્યાર તક જે જે બન્યું હતું તે મમામ તપસીલ, એક બી બીના છુપાવ્યા કે એક બી વીગત જુદી કહયા વના, સચ્ચાઇનાં એવાં જોસથી ને પવિત્રતાના એવા દીલકસ દેખાવ સાથે તેઓને કહી સંભળાવ્યું કે તે હરફેહરફ સાચું હોવા બાબે તે મા-બાપને એક લેશ માત્ર પણ સંદેહ થયો કે રહયો નહીં.

## પ્રકરણ ૧૮ મું.

"મગર એ બીલકુલ બેહુંદો ખ્યાલ તાહરાં દીલથી એકદમ દુર કરી નાંખ," મેહેલ્લીએ મોટી અજાયબી વચ્ચે પોતાના કસાઇ સરખા ભાઇના દીકરાને લગતી એ બધી તાજુબીભરી

કેફયત ચુપચુપ સાંભળી લઇને પછી કરડાઇથી નહીં તોબી ઘણી ગંભીરાઇથી કહયું; "એ બીલકુલ બેવકુફીભરી વાત છે. તારો બજી કાકો માહરાં લોહીનો તરસ્યો છે. તે કદી બી એ લગનને વાસ્તે બાહાલી આપવાનો નથી. તે મને તદન જુદી રીતે ઘણા કરપીણ અપરાધોનો અપરાધી માને છે, ને તુંને તે પોતાની વહુ તરીકે મરતાં કબુલ કરવાનો નથી. તુને તે પોરયાને ભુલી જવોજ જોઇશે."

"તે માહરાથી બનવાનું નથી, પપાજી,' તેહમીએ ધ્રુજતા હોઠ ને લાગણીઓથી ધ્રુજતા અવયવો સાથે જવાબ કરયો "હું તેને એક પલ બી માહરાં મનથી ભુલી જઇ શકતી નથી."

"એટલે, ત્યારે શું તું માહરી મરજી ઉપરવારી થઇને બી તેની સાથે પણવાની છે?" ઘરડા મેહેલ્લીએ ગુસ્સાનાં નેણ જમાવી પુછ્યું.

"ઓ નહી, કદી નહી," તેહમીએ હાથ જોડીને અકસર ગરીબાઇથી જવાબ કરયો.

"ત્યારે માહરી મરજીથી એ બેહુદાં લગન વાસ્તે હું કદી બી હા કેહેવાનો કે માહરી મંજુરયાત આપી શકવાનો નથી,' તે બાપે ચુકાદો આપ્યો. "હું પાસેના ડોસુબા સાથે ત્હારી મરજી નહીજ થતી હોય તો તુંને પણવાની ફરજ પારવા માંગતો નથી, પણ તેમજ વરી સોહરાબ સાથનાં તાહરાં લગન વાસ્તે કદીબી હા કેહી શકવાનો નથી, ને માહરા હુકમ ઉપરાંત જો તું તેને હવે પછી ફરીથી કદી મલશે ભેટશે—"

"પણ આપરાં છોકરાં કંઈ એવાં છે કે, મેહેલ્લી?" મીઠાં હયાં વળી વચ્ચે પુરઇ; "બસ તમે ના કહયું તો નહી. લે ચાલ જા, માએ, કપરાં બદલી નાંખ."-અને ગરીબ તેહમી,

મુશ્કીલથી પોતાનાં આંસુઓ અટકાવતી, તે ભલાં માબાપ આગળથી પોતાના ઓરડામાં રવાના થઇ.

ત્યાં જઇ તે મધુરી આંસુંઓનો એક આખો દરયાવ રડી. તેનું દીલ ભાંગી જતું જતું હોય એટલો તેને ત્રાસ થયો. તે વ્હાલો જવાંન–તેનો વાહલો સોહરાબ, કે જેનો આએ ધરતીપર જાણે મુકાબલોજ ન હતો. કેમ તે તેને પોતાનાં મનથી હંમેશની રૂખસદ આપી શકે? તે તો તેને ખરા ને સાચ્ચા પ્યારથી પોતાનું તમામ તનમન આરોપી ચુકી હતી, તો હવે કેમ તે તેને ભુલી જઇ શકે? ઓ, કેમ?

મગર વરસો તક–સોહરાબનીજ પેઠે–તેણીએ બી થોભી જવા તે ઓરડાનાં એકલાં એકાંતમાં ઠરાવ કરયો, ને મનથી ખુદાને બાર સપત નોંધાવ્યા. તેનો ભલો ને સહમજુ પીતા તેને જોરજુલમથી કે ઉતાવલથી તો કેથે પરણાવા ચાહતોજ ન હતો, ત્યારે ઉતાવલ શી હતી? તેણીને લાગ્યું કે હજી તો તે પોતે બચ્ચું હતી–ફકત ૧૯ વરસની એક તારૂણી; અને ત્યારે અત્યારમાં તેણીએ પરણવુંજ જોઇએ એવી વીર શી પડી હતી? તે વરસો તક ખુશીથી થોભશે, ને પરણવું તો સોહરાબનેજ, નહીં તો આખી જીંદગીમાં કોઇને બી નહી એવો તે દીલરૂબાએ પોતાનાં મનથી ઘણી મુસ્તકીમ કરદ કર્યો.

"માહરૂં ગરીબ ગાએ જેવું બચ્ચું!" મીઠાંએ તેહમીનાં ત્યાંથી જવા પછી ઘણો ગમ ખાઇ કહયું; "જાનવોની મેહેલ્લી, આએ કેટલું બુરૂં થયું!"

મેહેલ્લીએ તેને પોતાનાં પાસાંમાં લીધી.

"તું જરા બી એ વાતમાં દીલી દોરી ના મુકતી, ડીઅર," તેણે પોતાની પરણેતરને ઠરાવથી કહયું; "હું એ લગન વાસ્તે કદી

એકમત નથી થવાનો. એ તદ્દન બચ્ચાંનાં ચેરાં જેવી વાત છે. એ પોરયો તેહમીની વાતપરથી દેખાયછ તો કોઇ ખરેખરો અમીરી ખવાસનો ને ભલો, પણ બજી જાણશે તો અમસ્થો આપુને વધતાં વગોવશે ને સતાવશે. તેનું ને તેનાં ઘેરનું બસ નામજ બારી મુકો."

હવે પેલા હાથપર બજી પોતે શું કરતો હતો? બજીના જીવને સોહરાબનો તેહેમીને લગતો એરાદો જાણ્યા પછી એક પલની નીરાંત ન હતી. તે જ્યાં ત્યાંથી કોઇની તોક સોહરાબને ગલે ઓલવી દેવા અધીરો થઇ ગયો, કે જેથી તેહમીનો એરાદો તે છોકરો પડતો મેલે ને તેને ભુલી જાએ; અને એમ કરવા થકી તે બુઢ્ઢાનું ધ્યાંન તરતજ પોતાની મોહરદારની "સગી" રતઇપર ખેંચાયું. વાંચનાર યાદ કરશે કે એ વર બઇયર વચ્ચે ઘણુંનો ઘણો બેબનાવ થઇ પડયો હતો, એટલે તેણીને લીધે એ ડોસો અત્યાર તક રતઇને ખરાં જીગરથી ધીકકારતો હતો; પરંતુ દુબતું માણુસ ફીણને વલગે! તેને જ્યાં ત્યાંથી સોહરાબને તેહમીનો પીછો મુકાવવો હતો, એટલે રતઇના સંબંધમાં કામ લઇને એ ફાસમે આપઘાત કરી મરવાનું બી તેણે પોતાનાં મનથી ગણીમત માન્યું.

"આએ તાહરી સગી કોઇ ઘણાં હીન્નાં છીન્નાંની પોરી તો નથી ની?" તેણે એ ઉપરથી પ્રસંગ મળતાં ને તે વર બૈયર એક વખત એકલાં પડતાં ભીખઇને પુછયું.

"એટલે, વરી તે શું?" બીખઇએ ટણુંકો કીધો.

"નહીં, મકુંજે મને એ પોરીનુ રંગરૂપ ગમેછ. ઠીક છે," તે ડોસાએ પોતાની મતલબપર આવી જતાં કહયું; "હું એને આપરી વહુ કરવા માંગુછ. આપરો સોહરાબ પેલા કાફરડા

મેહેલ્લીની પોરીપર ઘેલો થયોછ ને એનું ઘેલાપણું મુકાવવું જોઇસે. એટલાવાસ્તે તું એ પોરીને શીખવ કે એની સાથેની સાથે ગેહે તો એને એની મોહીની લાગી જશે. હું એ પોરીનાં નામપર એક મોટી રકમ કરી આપશ.''

''વારૂ, જોઇશું; એ પોરીને કેડી રાખશું,'' લુચ્ચી બીખઇએ તાલમેલ્યો જવાબ કરયો, ને તે ડોસાનાં ત્યાંથી ચાલી જવા પછી તે પેટ પકડીને હસી. તેણીએ તેને કહયુ ન હતું કે તે તો તેનીજ પોતાની દીકરી હતી, ને હાલ બી હજી તે એ ખુલાસો કરવા નહી ચાહતી હતી. તે કમીની, એક લુચ્ચી, કપટી ને ગણ્ત્રીબાજ ઓરત હતી. તે વળી કાંઇ જુદીજ પોતાની ઉંડી રમત રમી લેવા ચાહતી હતી!

તે પોતાના ઘરડા ખાવંદને પાછલી જીંદગીમાં ઘણો ધીકકારતાં શીખી હતી,-તે ખાવંદ કે જેણે તેના જેવી અનાથને પોતાની ને પોતાના લખ્ખોની ઓથ આપી હતી! તે તો. આપણે યાદ કરી લઇશું કે, ગરીબીમાં છેકજ અવત્યાં મેલતી વાસણ ઉજાલવા ને કચરો કાઢવાનું બી કામ નહીં મલી શકવાને લીધે જીવપર કરવા વટીક તત્પર થઇ ગઇ હતી, ને તે મતલબનો પોતાનો એરાદો પોતાનું બચ્ચું સુનાને સપુર્દ કરતાં તેણીને તણે પોતે કડી બી પણ સંભળાવ્યો હતો! એમ છતાં તેનુ દીલ પાછળથી બુઢાપામાં બજીપરથી છેકજ ઉઠી જતાં તે તેને ધીકકારવાની હદ સુધીની નફરી ને નગુણી થઇ શકતી હતી, જે તેની અસલ નીચ સંગત ને હલકી બુન્યાદનીજ એક તાસીર હતી.

એ રીતે હાલ તો જાણે રતઇ બાએ તે પોતે તેના વરની ટાંચનીજ હોએ, ને તેનાંજ મત મુજબ કામ લેવા તૈયાર

થઇ ગઇ હોએ તેવોજ ઢાગાથી તે ઢગારીએ દેખાવ કર્યો, કેમકે તેને પોતાની ચોકકસ મતલબ કાઢી લેવાનો તરતજ લોભ પેદા પડયો; અને બેવકુફ બજી, તેથી, પોતાની હુસ્યારીપર મનમાં ને મનમાં પોતેજ આફ્રીન કરતો પોતાના ઓરડામાં ગયો.

ત્યાં સોહરાબ હતો, અને પોતાની એ નવીન યોજનાને લગનો એરાદો પેટમાં નહીં સમાઇ શકવાને લીધે તેણે તે હેમાકાત તે પોતાના બેટાને બી કુવામાં પડીને કહી સંભળાવી.

"હું તાહરી માએ સાથ હમણાં તારે વરે વાત કરતોતો, સોહોલ," તેણે કહ્યું.

"શું, સાહેબ?"

"તાહરાં પનવાને વાસ્તે," બજીએ જવાબ કરયો. "મને એની આએ સગી આગલ નહીં ગમતીતી, પણ હવે ગમેછ ખરી મજાહની છે. ગરીબનું બચ્ચું છે, પણ આપુને કાંહાં પઇસા સોહોધવા છે!"

સોહરાબે જવાબ દીધો નહીં. તેની છાતીમાં સીર્ફ નાનાબેદારી બંદ મચાવી ઉભરાઇ આવી, પણ તે સાહલેસ અને સહમજુ જવાંને હજી એ પોતાનો જુસ્સો દાબ્યો ને અદબ સમાલ્યો.

તે આવી એક હેમક, અભણ ને જંગલી પોરીને પરણે? બધો ભવ કુમારોજ રહેવું પડતું હોએ તો ભલે, પણ રતઇને તો, તેણે ખ્યાલ કરયો કે, કદીજ નહી! તે તોચ્છડી ને અસભ્ય હતી. નીતીની સાબુત હોય એવાં તેનાં લક્ષણજ કયાં હતાં? તેના હાવભાવ બધા કમકમાટ પેદા કરે તેવા તુચ્છ હતા, અને અરે, તેહમીથી બી આ તેના જેવી એકને સર્વોપરી માનવા જેવો હેમક ને આંધલો એમ છતાં તે થઇજ કેમ શકે?

તે, તેથી, ગુપચુપ, કશો જવાબ આપ્યા વગર, તે ઓરડામાંથી બાહેર જતો રહ્યો.

બુદ્દો બજી એ પછી જાસ્તી ચકાસ્યો. તે તો ચાલ્યો ચાલ્યો જઇને રતઇને પોતાને બી મલ્યો, ને તેને પણ એવુંજ ઘેલું ગાંડું કહી હુલકાવીને આવ્યો. "તુંને મારી વહુ કરવાનો માહરો ઘણો વિચાર છે, છોકરી," તેણે કહ્યું. "તું માહરા સોહરાબને લોભાવ ને તાહરી સાઇડમાં જીતી લે."

અને રતાઇથી તો ત્યારે બસ બધું હસાઇ હસાઇ જવાયું! તે પોતાને માટે ઘણું ઉંચું માનતી હતી તેનો તેણીને લાગ્યું કે આએ એક સુન્ના મોહોર જેવો પુરાવો હતો!

તેનો લોભ તે અત્રે આવી ને આવી આએ "જાંગલા જેવા સોહામના" છોકરાને જીતવાનોજ હતો. તે છોકરોજ તેને ઘણો ગમતો હતો એમજ નહીં પણ તેના લખ્ખો બી તેને ઘણા ગમતા હતા. તે આએ મોટા મેહેલમાં રાજ કરતી રાણી ને સાહેબી કરતી શેઠાણી બને એ શું કંઇ નહાનું સુનું સુભાગ્ગ કહેવાય?

અને, તેથી, તે સોહરાબને જીતવાના હવે બેવડા ઉમંગ સમેતના મજબુત પછાડામાં પડી, કે જ્યારે સોહરાબ પોતે તેમ તેમ વધુ કમકમી વધતો તેનાથી દુર નાહસતો રહ્યો!

એ બધો વખત તક, પોતાનાં માબાપને ચાહનાર ને માન આપનાર તે પ્યારાંઓ—સોહરાબ ને તેહમી—છેલ્લાં અગીયારીમાં મલ્યા પછી ફરી કદી મલ્યાં ન હતાં. તેઓ બેઉ ખુદાની દયામાં વિશ્વાસ લાવી પોતાનાં વચનોમાં ઓસ્તવાર રેહવાનો ફકત પોતપોતાનાં મનથી ઠરાવ કરી ચુકયાં હતાં.

પણ બજી બંદો ધીરજ કેમ ખમે? તેણે જલ્દીજ જોયું

કે સોહરાબ તો પેલી રતઇને કશોજ મચક આપતો ન હતો, જેથી તેને થથરાવા તેણે એક સહવારે પોતાના ઓરડામાં તેડાવી મંગાવ્યો.

"કાંએ પશી, આએ રતઇને વરે તેં શું ધારયું?" તે ડોસાએ તેનાં ઓરડામાં આવતાં સાથે તેને પાધરો સવાલ કરયો.

"શું, પપા?"

"તુંને એ છોકરી કેવી લાગેછ?"

"ઘણીજ અભણ, જંગલી ને નસકારી; ઘણીજ બેઅદબ છોકરી છે, પપા," સોહરાબે ઉશ્કેરાઇને ગુસ્સાથી કહયું.

તે બુઢાનાં નેણ નીકળી પડયાં. તેના ચેહેરાપર એ સાંભળતાં એકદમ ગુસ્સો ધસી આવ્યો.

"મહારી મરજી તાહરાં લગન જલદીથી એનીજ સાથે કરી નાખવાની છે," તેણે દમામથી કહયું; "તુ ના કેહશે તો હું તુંને મહારાં ઘેરમાંથી લાત મારીને કાહરી મુકશ."

"જેવી તહમારી મરજી, પપા," સોહરાબે દુઃખી થઇને પણ પુરતી શાંતીથી કહયું; "લાત મારવાની જરૂર નથી. તમો હુકમ કરશો કે મહારા ઘેરમાંથી ચાલી જા તો હું તરત ચાલી જવશ."

"એમ કે? માથું ફેરવીને ત્યારે છેક ફાસ્ટ ગીયોછ ખરો કે, દુકતા?" બજી વરી એકદમ પવન પાવરીપર ચઢી ગયો; "પણ યાદ રાખજે કે ભુખે મરસે! ભીખ માંગીને પુરો થસે! એવું જો કંઇ થયું તો મહારાં લખ્ખોમાંથી એક ખોટી અરધી બી હું કદી તહારે હાથ ચહરવા દેવાનો નથી!"

"મને કંઇ જોઇતુંજ નથી, પપા," તેણે કહયું; "માહરા

હાથ પગ સલામત છે–તમારાં નામને કશી નામોશી નહીં પોંહોચે તેમ હું મેહેનત મજુરી કરીને મારા પેટ પુરતું પેદા કરી લેવશ હું મેહેલ્લી કાકાની તેહમી સાથ તમારી ઉપરવારો થઇને અત્યાર આગમચ પરણી નહી ગીયો તે કંઇ તમારા પૈસા ખોહી બેસવાની બીહીકથી નહીં, પણ ફકત તમોને બુઢાપામાં દુખ નહીં આપવાની મતલબથીજ; પણ હું જેમ નમું છ તેમ તમે મને વધતો છુંદવા તૈયાર થયા છ તે સારી વાત નથી. તમે ના કહેશો તો હું તેહમી સાથ નહીં પરણુશ, પણ તેમ વરી ખાત્રી રાખજો કે હું બીજી કોઈ સાથ બી નથીજ પણવાનો !"

"એટલે જે તું લ્યાનતનો કુત્રો તેની સાથ પનવા સારૂ માહરાં મરવાની વાટ જોતો ધીરજથી બેસશે, એમજ કેની? જા, તહારૂં કારૂં કર મારી સાંબેથી!" તે દીવાના બુઢાએ તમામ જીવ જીકાટી નાંખી તે નમાના ને તાબેદાર છોકરાને એક દયાહીણ ધક્કો મારતાં બખાલ્યું; "યા તો અત્તરઘરી રતઇ સાથ અદરાવાનું કબુલ કર, કે નહીં તો પા કલાકની મેહેતલ આપું છ. તે પા કલાકમાં ફકત જરૂરી બે ચાર જોર તહારાં કપરાં લત્તાં લેઇને માહરાં ઘેરમાંથી તહારૂં એકદમ કારૂં કર ને ચાલ્યો જા."

"તમારી એવીજ મરજી છે તો હું જાઉં છ," સોહરાબે દુખનું એક દચકું જેહમતથી છાતીમાં દબાવતાં કહયું; "સાહેબજી. ખુદા તમારા બુઢાપાણાં તમારી સંભાલ કરે !"–અને આંસુઓ વચ્ચે તે પોતાના બાપને તરત છોડી ગયો.

બજી ફસડાઈ પડયો. તેને હદ વગરની ઝાંઝ ચઢી હતી. તે ગુસ્સાથી સરબસર ઘેલોજ થઈ ગયો હતો. તેનાં જીવતાંમાં

કે મુવા બાદ બી મેહેલ્લીની છોકરીને તે છોકરો પરણે એ ખ્યાલના ગજબથી તેનું જાણે માંથુજ ખસી જતું હતું! અને, તેથી, કેવા સપુતને તે ધસેલા ઢાંખરાએ એ રીતે હડધુત કરીને ઘરમાંથી કાઢી મુકયો હતો તેનું એ પહેલી પલેની દેવાની- યતમાં તેને ભાન થયું કે રહયું નહીં. જે તેની આખની કીકી હતો, જીંદગીભર જે તેની કલેજાંની તાઢક હતો, જેને તેણે આટલી ઉંમર તક કદી વાંકો સુખન વટીક કહેલો નહીં, તેને હાલમાં તે દીવાના ડોસાએ ગાળએલ સાથ દયાહીણ ધમોલા ને ધકકા સાથે ઘેરમાંથી હાંકી મેલ્યો, ને ગરીબ સોહરાબ જ્યારે તે બાપીકું ઘર છોડી જવા આંસુઓ વચ્ચે તૈયાર થતો હતો ત્યારે તેનાં દીલમાં વધારેકરીને ફકત એજ વાતનું દુઃખ અતી ઘણું ઉભરાતું રહયું હતું.



## પ્રકરણ ૧૯ મું.



સોહેરાબ પોતાના ઓરડામાં ગયો.

તે ઘણો કાંકનો હતો. તેને કોઇ બી હુકમ બે વાર કરવો પડે એમ નહતું. તેના હેતવંતા બાપે તેને ધકેલો મારી પોતાની હજુરમાંથી હાંકી મેલ્યો હતો, અને તે તેથી ફાટફાટ થતાં જીગરે તે બાપીકું ઘેર સદા સુધીનું તરક કરી જવા તૈયાર થતો હતો. તેને ફક્ત તાકીદની જરૂર જોગાં બે ચાર જોડી કપડાં લઇ જવાનોજ હુકમ હતો, અને તેટલુંજ તૈયાર કરવા તેણે, તેથી, પોતાના ખાસ ખીદમતગારને ફરમાવ્યું હતું.

એવામાં બીબાઇ તે ઓરડામાં આવી. તેને બજીએ પોતેજ આગળ રહીને મોકળી હતી. તેનાથી તે સપુતને 'જા!' કેહેતાં તો કેહેવાયું, પણ પછીથી તે ધીરજ ખમીને નીરાંત કરી શક્યો નહીં. સોહોરાબ તેના ઓરડામાંથી બાહર પડયા પછીથી તેને પોતાની ક્રુર ચાલનો અતી ઘણો પશ્ચાતાપ થયો, અને રખે સોહોરાબ ખરેખર ચાલ્યો જાય તે ફીકરનો મારયો તે ગભરાતથી ધ્રુજવા પડયો. તેણે, તે ઉપરથી, ઘંટ વગાડીને તાબરતોબ પોતાની પરણેતરને પોતાને પડખે તેડાવી લીધી, અને કોઇ બી સુરતે જલ્દીથી જઇને સોહોરાબને રોકવા અને મનાવી લેવા તેણે આંખોમાં આંસુ લાવી તે મોહરદાર પાસ માંગી લીધું; અને, અલબત, બીબાઇનો પણ જે બન્યું હતું તે સહમજ પડતાં જીવ નીકળી ગયો. તે એક ઘણી બેદાદ માતા હતી ખરી, પણ આવા સંજોગોમાં અને સોહોરાબ ઘેર ખરેખર છોડી જતો હતો એમ જાણતાં તે એકનાએક દીકરાને માટેનું તેનું હેત ઉછાળો મારીને એકદમ ઉભરી આવ્યું. અને તે જીવ નાંખતી સોહોરાબના ઓરડામાં તેને રોકવાનું કેહવા દોડી આવી.

પણ તેને કાંઇ ઘણો પતાવવો પડયો નહી તે તાબેદાર અને કહયાસાર બેટો થોડી સહમજાવતમાં મનાઇ ગયો. તે પોતે જવાને ખુશી ન હતો. પોતાનાં જૈફ માબાપને તેમના બુઢાપામાં એકલાં છોડવા તે ખાસકરીને રાજી ન હતો તે તો ફક્ત ફરજયાત જવા તૈયાર થતો હતો, અને તેથી તેની માતાની મરજીને માન આપીને તે ઘર છોડી જવાનો તેનો અરધા કલાક આગમચનો એરાદો તેણે થોડીક ભારચપામણી પછી તરતજ મોકુફ કરયો.

તે પછીનો અરધો દહાડો તે પોતાના ઓરડામાંજ રહયો, અને બપોરે જમવાનો વંગ થયો એટલે તે "ડાઇનીંગ-રૂમ"માં ગયો. ત્યાં તેણે જોયું કે રતઇ એકલીજ બેસીને તેની વાટ જોતી હતી.

"મમા કાંહાં છે?" તેણે પુછયું.

"મમાનું તો માથું દુઃખેછ તેથી પોહરેલાં છે," તે ચીબીચાબી ધનકોરબાઇએ કહયું, "પણ એ તમુને શું છે? તમારો ચેહેરો ઘણો ફીકો મારી ગીયોછ. કંઇ યદઇના જીવને સારૂં નથી કે શું?"

"મને કંઇ નથી," સોહરાબે ટુંકમાં ટુંકું કરતાં કહયું, અને પછી તરત ટેબલ આગળ ખુરસી ખેંચી વધારયું, "ભોણું કહારવાનો હુકમ આપો."

રતાઇ ઉઠીને છેક તેની લગોલગ નજદીકમાં ગઇ, અને તેનાં ગલાંમાં હાથ નાંખવા જેટલી બેઅદબ થતાં તેણે નીચલો હોઠ લબડાવી દઇ રીસાયલી અદાથી કહયું, "જા બા, સોહોલ! તું તો માહારી સાથે એમજ કરયા કરેછ, અને મન મુકીને કંઇજ કહેતો બોલતો નથી!"

સોહોરાબે કશો જવાબ કરયો નહીં. તેણે ઘણા કંટાળાનાં એક "ચટ! ચટ!" સાથે તે અણગમા હાથ પોતાનાં ગલાં આસપાસ વીંટલાયલા ખેંચી કાઢયા, અને પોતે તરત ભોણું કાઢવા નોકરને બોલાવીને હુકમ આપ્યો, એટલે નોકર-નફરોના ત્યાં દાખલ થવાથી રતઇને રીસાયલી જેવી ફરજ્યાત બેસી જવું પડયું.

"હું તો જાણું જે મમા આજે ટેબલપર નથી તે આપરે પનણેલાં વર બઇયર હોઇએ તેમ ટેબલપર ખાસું પીસું ને

મોજમજાહ કરશું," ખાનું પુરૂં થતાં નોકરોના દાંયબાય થવા કેડે રતઇએ મોઢું ચહડાવીને કહયું.

"એ બધા તમારા વિચાર ઘેલાગાંડા છે, રતન," સોહોરાબે ટેબલપરથી ગુસ્સામાં ઉઠી જતાં કહયું; અને તે ત્યાંથી ખુરસીને અછાત મારીને ગુસ્સામાં ચાલી ગયો ત્યારે તેને રોકવાની એક બી કોશેશ કીધા વના રતઇ, તદન ખશ્યાણી જેવી, પોતાની બેઠકમાં બેસી રહી, જે વખતનો તેનો રૂસણાંથી લંબાયો થયલો ફીગરફેસ ચીતારી લેવા જોગ હદ સુધી રમુજી થઈ પડયો.

પણ તે, એમ છતાં, જરા એ હીંમત હારી નહીં. તેને પોતાની હુશ્યારી ને સુંદરતામાં ઘણો વીશ્વાસ હતો, અને ખુદ બુઢા બજીએ પોતે તે પોરયાને લોભાવી લેવા તેણીને પરવાનો લખી આપ્યો હતો, તો પછી તેણીને નાઉમેદ કે નાહીંમત થવા જેવું હતુંજ શું?

તે ઘણોક વાર વેર વિચારવંત એ મુજબ જમવાની ટેબલપર બેસી રહી, અને હજી બી ઘણો વાર તક એમજ બેસી રેહતે; પણ તેટલાં તેની આયાએ આવીને તેને ખબર આપી કે કોઇ અજાણ્યો જેવો પારસી તેને મલવા થકી પુછતો ને સોહોધતો આવ્યો હતો.

"અજાનો જેવો પારસી?" રતઇએ ઘણી અજાયબીમાં પુછયું; "કોણ છે?"

"કોણ જાણે, બાઇ, હું કંઇ ઓરખતી નથી," તે આયાએ જવાબ દીધો; "કોઇ લુચ્છા જેવા દેખાવનો તો છે!"

રતઇની છાતી બેસી ગઇ. "ઓ માય, રખે દોલુ દુધપાંઉ આયો હોય?" તેણીએ મોટા ગભરાત વચ્ચે અરધું મનસે

અરધું મોટે પોકારયું; અને પછી આયાને પુછ્યું, "કાંહાં છે તે?"

"બાહર વરંડાપરજ મેં ઉભો રાખેલો છે," આયાએ બાઇનાં પાણી મરી ગયલાં જોઇને મનથી છુપી રમુજ પામતાં કહયું; "તે તો ધસારાબંધ છેક અંદર ચાલી આવતોતો, પણ મેંજ ધમકાવીને બાહર ઉભો રેહેવા કહયું જે હું જઇને બાઇને તેરી લાઉંચ,"

"તેને કોઇએ જોયોછે કે?" રતઇએ વધની ગભરાઇને પુછ્યું.

"નહીં, બાઇ, હું તો નથી ધારતી જે કોઇએ જોયો હોય," તે આયાએ જવાબ કરયો.

"ત્યારે તો કોઇ તેને જોય નહીં તેમ તેને વરંડાની પાસેના ઓરડામાં લઇ જઇને બેસાર, ને હું ત્યાં આઉંછ," તેણીએ હુકમ આપી કહયું,–અને આયા તે હુકમ ઉતાવલમા બજાવવા જતી હતી તેને વળી રોકીને વધારયું, "પણ જો, તેને બાગમાં ઉતારીને પાછલે બારણેજ દાખલ કરજે; આગલા હૅાલમાં થઇને લેઇ જતી ના."

એ પછી તેણીએ તે આયાનાં જવા બાદ પણ કેટલોક વખત સુધી બેસીને પોતાના ધ્રુજતા અવયવોને શાંતી આપી, અને ત્યાર કેડે જેમ તેમ હીંમત એકઠી કરીને તે વરંડાની બાજુમાંના ઓરડામાં ગઈ.

શારાં નસીબે કોઈ તે તરફ હતું નહીં, અને કોઇએ તેને જોઇ નહી. તે અંગુઠે અંગુઠે ચાલીને તે બારણું ઉંઘાડી અંદર ગઇ.

ત્યાં એક ટેબલને અઢેલો મારીને દોલુ દુધપાંઉ તેની વાટ જોતો ઉભેલો હતો.

તે દેખઇતોજ કોઇ પોસાગીર જેવો હતો. તે પટલો અને ઉંચો હતો, અને તેના લાંબા ગુચ્છા, બીંદરીઓ વાલીને કર્લ કરેલા, બે સીંગડા હોય તેમ બાજુમાં લતકતા હતા.

તેને જોયો ને જોયો રતઇ જાસ્તી હીંમત હારી ગઇ. તે તેજ પળે પોતાનાં મનમાં આ તારમોરયા પોસાગીર સાથે સ્વભાવિક રવેસે જવાંમર્દ સોહોરાબની સરખાંમણી કરયા વના રહી શકી નહીં. તે બેમાં ખરેખર કેટલો બધો—બેહેસ્ત દોજખ જેટલો-તફાવત હતો!

દોલુ દુધપાંઉ ખરેખરો દુધપાંઉજ હતો. તે સુમારીનો એક ચકલે ચકલે બેસાનારો હાંડામાસ્તર હતો. તે બાજુના કુસ્તીના અખાડાઓમાં અને કલગી.ર તોરાની મીજલસોમાં તે આગેવાન અને નામદાર હતો, અને જ્યારે સુનઇ સાથે તે જંગલનાં એકાંતમાં રતઈ તે તરફ રહેતી હતી ત્યારે તે પોરી એ મખાઇ મોહરાપર જાંનોનીસાર ફીદા થઇ હતી!

લોક તેને દુધપાંઉ એટલા વાસ્તે કેહેતાં હતાં કે અરધો મેલો ને અરધો ધોત્તો ફરવાનો તેનો ઘણો બેહુદો રેવાજ હતો. હમણાં બી તેનાં દીલમાં દગલી કડક અસ્તરીની હતી, કે જયારે લેંઘો ઘીવાલાનાં પોટયાં જેવો મેલો અંખતર હતો, અને વળી ચાંચવાલા જોડાપર મનમન મટોડું હતું.

"એ કાંય રે દોલી, તું કાંય અહી આયો?" તેને જોતાં સાથે રતીએ તરડાઇને પુછ્યું.

"કાંય આયો એટલે?" દોલી ડબલ તરડાયો; "માહરી અદરાયલી બહારી થતીને મલવા આયોછ કે કોઇ પારકીને?"

"ચુપ રે ચુપ! કોઇ સાંભરસે!" રતઇએ વિનંતીથી માંગી લેતાં કહયું.

"સાંભરસે? તે મને કોણ એવા તેવાના બાપનું ઓસ્યારૂં છે જે?" તે પારસીએ અતી ઘણો ફફડીને જવાબ કરયો, "તેં તો મને હજાર હાથનાલી આપવા માંગી, પણ હું તાહરો પીછો મુકસ તાહારે કેની? સુનામાય બી ઘણીમુઇ પતરીજ ગેઇ કે તું કાંહાં પોબાર થઇ ગેઇતી તે તેને કંઇ ખબરજ નથી, પણ દામ કરે કામ ને બીબી કરે સલામ! છુટે હાથે થોરાક ચીચોરા વેરી નાંખ્યા તો પટ દેઇને તારો પત્તો મલ્યો. એ તો પત્તો મલતાં એટલી દેરી થઇ તેથી તુને અહીં એટલા દહારા ફાવતું પાયું, બાકી ટેમસર પત્તો મલતે તો તુંને અહીં બેસીને સખ્ખે ધાન ખાવા બી આએ દોલો બંદો દેતે ખરો કે?"

"જો, તું એમ ઘેલો ના થા!" રતઇએ તેને લાંબો નાખતાં ઘણો સહમજાવી પટાવીને કહયું; "હું અહીં આય મોટા લોકને ઘેરે ઘેરની દીકરી તરીકે રહેલી છેઉ, ને થોડા દહારામાં તો એ લોકની વહુ બી થવાની છેઉ એ ઘણું લખપતીનું ઘેર છે, ને———

"અરે જા રે તાહરા લખપતીને શું કહું ને તેની વહુ દીકરીને સાથે!" દોલુ દુધપાંઉએ ધીરજ તમામ ખોહી દઇને મોટો જેવો તરારો મેલ્યો, અને રતઇ તો બીચારી થરથર ધ્રુજવાજ પડી. તેણીને ઘણી ગંભીર ફીકર થઇ કે તે ગરબડ સાંભળીને જો કોઈ દોડી આવે તો તેનું પોગલ પ્રગટ પડી જાય! તે તો આય દુધપાંઉ જેવા એબલગામણા ગામડયા ઓચ બલ્કે લોફર સોફર સાથે અત્યાર આગમચની અદરાઈ ચુકેલી છે એમ જો જાહેર થઇ જાય તો કદાચ તેને એ મોટે

ઘેરનાંઓ ધકેલો મારીને પોતાની ઓસરીએથી હાંકી કાઢે, અથવા કાંઇ નહી તો "જાંગલા જેવા સોહેરાબ" સાથનું તેનું ચરવાતું કારજ એકદમ બંધ પડે, અને એક લખપતન થવાનો તેનો સ્વપનો પણ અધુરેજ તમામ થાય !

"અરે જારે તાહરા લખપતીને શું કેહું ને તેની વહુ દીકરીને સાથે!" એ મુજબ રતનના ઘણા ગભરાત વચ્ચે, ઉપર કહયું તેમ, મી૦ દુધપાંઉએ તરારો મેલ્યો. "તાહરા એવા પઇસા ટકાને હું થોકરે મારૂંછ. મારી પાસ શું કમતી છે જે તેની વાત? સારીસાતસો રોકરમાં ને બજાર આગલનું ઘેરનું ઘેર મળી નાંખી દેતાં આજે બે હજારની પુંજી થવા જશે તેનો સુધલો છે?"

રતઇ એ સાંભળતાં, પોતાની ધીકરો છતાં, ઘણા તુચ્છકારથી હસી.

"એવું કરવાની ઉતી તો માહરી સાથ અદરઇજ શું જખ મારવા?" દુધપાંઉએ ઘણા ગુસ્સાથી જારી રાખ્યું, "અને બએ વરસ તરતીરથની બધી મારી પરપેહેરાંમનીઓ જમી જઇને નાચીનદારી શુ કામ? હું હમણાંજ આય ઘેરનો ઘરડો વાંદર બજી કોણ મુવોછ તેને જઇને મલુંછ, ને બધું ખરેખરૂં કેહી દઇને——"

"તેવણ તો તુંને તરત પોલીસના હાથમાંજ આપસે," રતઇએ હવે દમ કસ્યો, "હું કંઇ અહીં ઓશયારાંમાં રહેલી કે આવેલી નથી; હું તો એ લોકની અતલગની સગી છેઉં. તું એવું કાંઇ કરસે તો તું પોતેજ ફસી જશે ને સાંખી તાહરા પગમાં કોહોદારી મારસે!"

"ત્યારે તું શું મને છોરીજ દેવા માંગે?"

"હા, હવે તો બીજો ઉપાયજ નથી," રતઇએ જવાબ

કરશે. "તે કરતાં તું શાનપતથી ને સલુકથી ચાલસે તો પન્યા પછી જા–તુંને મહીને દહાડે તાહરાં મોહત જીવત સુધી સો રૂપીઆનો એહઠો મુસારો હું આપ્યા કરસ. તું મને સોહોરાબ સાથે પનવા તો દે——"

"તું સોહરાબ સાથે પનસે? સોહોરાબ સાથે?" દુધપાંઉએ એકદમ ગુસ્સાથી કારો હણુક મારી જતાં બરાડ મારીને કહયું. "ઠીક છે, પનજે! હું બી તો જોઉં કે તું કેમ પન્ને, ને તારો સોહોરાબ એવો તેવો કોણ હરામજાદો મુવોચ. તેને જો જોઇ કાહડીને તેનો જીવ નહી લેઉં તો હું માહરા બાપનો બેટો નહીં!"—અને રતઇ તેને રોકે સહમજાવે અથવા પાછો મનાવી લે તે પેહેલાં તો, એક સુરપર ચહડેલા વાઘની ફીસમે, તડાક દઇને બારણું ઉંઘાડી નાંખી તે ધસારાબંધ તે ઘરમાંથી બાહેર પડયો, અને બીજી પલે નજરથી ગુમ થઇ ગયો.

રતઇ થોડો વખત તે બાબે ઘણી થથરેલી રહી, પણ તે બેપરવાહ ફીસમની એક અબળા હતી. ભયનુ કારણ પાસે હોય ત્યારે એકદમ ડરી જાય, અને તે દુર થઇ જતાંજ પરીણામોની ફીકરો હવાને હવાલે સોંપી દેનારાં જે બેપરવાહ ફીસમનાં આસામીઓ થઇ શકે છે તેમાંની આ એક છોકરી હતી. વખત જતાં, તેથી, સોહરાબનો જીવ લેવાની દુધપાંઉએ આપેલી ધમકી તેણીને બીલકુલ વાહીઆત અને બેવજુદ લાગી, અને રફતે રફતે તો તે એ વાત સદંતર ભુલી બી ગઇ

તેનો એકજ અરમાન, એકજ ખ્યાલ, એકજ લોભ ફક્ત સોહોરાબની પરણેતર થવાનો હતો. તે સોહોરાબ કરતાં નજદીક બેથી ત્રણ વરસ મોટી હતી તેની બી તેને દરકાર ન

હતી. તે તો જ્યાં ત્યાંથી શ્રીમંત શીકાર મારવા તલપી રહી હતી, અને તે જેમ એ માટે જ્યાદા તરસતી જણાતી તેમ સોહેરાબ તેણીથી વધુ અને વધુ અલગ થતો અને નાહસ્તો ફરતો રહયો! પણ બજીએ કામ એવી તરકીબથી લીધું, ને પોતે જ્યાર ત્યાર છતો થઇને લોકો આગળ તે વાત એવી કુનેહથી કરતો રહયો કે ઘરનાં નોકર નફરોમાંજ નહીં પણ તેઓનાં આખ્ખાં મીત્રમંડળમાં પણ તે બંને અદરાઇ ચુકયાં હોય તેવીજ રીતે એવડક બોલાતું રહયું, અને સોહેરાબે તે વાત ખોટી પાડવાનું પણ પોતાના દરજ્જાથી ઉતરતું માન્યું, એટલે તે વાત વધતા વિશ્વાસ વચ્ચે લોકો મંજુર કરતાં ચાલ્યાં.

અને એમ થયું ત્યારે તે વાતને નાયગામ તક પોંહોંચી જતાં કાંઇ વાર લાગે? તે અફવા મુંબઇથી નીકળેલી ઉડતી ઉડતી મેહેલ્લીનાં મકાનમાં પણ જઇ પોંહોંચી, અને તે કુટું‧ બમાં થઇને, અલબત, ગરીબ તેહેમીના કાને પણ પુગી ગઇ.

તેણીએ, એમ છતાં, તે બેહુંદી વાત માનવાને ઘણી બોસ્તવારી સાથે સાફ ના કહયું. તે એક જુઠી નીંદા હતી, તે એક ગલીચ ગુલબાન હતું એમજ તે જાહેર કરતી રહી; પણ જ્યારે જણેજણનાં મુખથી તે વાત તદન ખરી હોવાની તેને બાતમી મલતી ગઇ ત્યારે તે જલદીજ દીલ નાખતી અને સુકાતી ચાલી. તેના ગોરા ગાલોપરનો રતાસ અકકલ સુમાર કરી શકે તે કરતાં પણ વધારે વેહેલો ઓસરી જવા માંડયો, અને તે ધાતીમોંતી તનદરોસ્ત બાળા—ગરીબ *બીચારી—બીમાર અને કાહેલી બની ગઇ.

તેનાં માબાપ એ મામલો જોઇ ઘણાં ચીંતાતુર થયાં.

તે તેઓનું ઘણું વાહાલું બચ્ચું હતું, અને તેની આવી અવદશા જોઇને તેઓ ઘણું દુઃખ પામ્યાં.

"માહરી ગરીબ ગાય!" તે બાપે તેને પાસાંમાં દાબીને કહયું, "તુંને એ શું સુજ્યું? તેં શું કામ એવા જુઠાને તાહરૂં દીલ આપ્યું? મેં તો વાત સાંભરી ત્યારથીજ તેની દયાનતમાં સચ્ચાઇ હોય એ હું માનતોતો નહી. ઝાર તેવાં ફળ! બાપ તેવા બેટા! તે ચોરટો એવો સાચો ને ભલો હોય એ બનીજ કેમ શકે?"

તેહેમીએ જવાબ દીધો નહીં. તે બોલવા તો ઘણું બી માંગતી હતી પણ બોલી શકી નહીં. તે તેજ બુધ્ધીની તારૂણીએ પાક મોહબતની તાસીરમાં એક ટુંક અરસા દરમ્યાંન પોતે જેટલો સોહેરાબને ઓલખી લીધો હતો તેટલો તેનાં મા બાપોએ પણ કદાપી એક આખી જીંદગીના વસવાત છતાં ઓલખ્યો નહી હશે. તે એ બધું, એ મુજબ, છાતી ખોલીને લોકોને કેહેવા ને સહમજાવવા માંગતી હતી, પણ છાતી ઉપડે ને બોલી શકાય ત્યારે કેની? તે બાપ આગળ જબાં નહી ઉપડી શકવાના સબબથી, એટલાવાસ્તે, તે સુંદરી તેની ગોદમાંથી ધીમે રહીને રીહાઇ પામી, અને આંસુઓથી આંધલી બની ગયલી આંખ્યો સમેત બીજી પલે તે પોતાના ઓરડામાં ગુપચુપ ચાલી ગઇ.



## પ્રકરણ ૨૦ મું.



મેહેલ્લીએ ઘણો બલાપો કીધો.

તેહેમી રડતી રડતી તેનાં પાસાંમાંથી ચાલી ગઇ તે દેખાવ તે હેતવંતો બાપ તામોશ કરી શકે તે કરતાં ઘણો જ્યાદા થઇ પડ્યો. તેની પોતાની આંખમાં પણ પાણી આવી ગયાં, અને પછીથી મીઠાં આગળ એ બાબે વાત કરતાં તેનું દીલ ઘણું ભરાઇ આવ્યું.

"મહારી જુવાનીની બેવકુફીને લીધે મહારૂં બચ્ચું બીચારૂં હેરાન અને હરમાર થાયછ," તેણે બલાપાથી કહયું; "તે મહારી બેવકુફી અને ઉડાઉપણાંએ મહારા ભાઇને મહારા લોહીનો તરસ્યો મુદ્દઇ બનાવ્યો! તેમ જો નહીં થતે તો આજે મહારૂં આએ ગાય ગોસ્પંદ જેવું બચ્ચું બીચારૂં એ કીસમે હલ્લાક તો નહી થતે?"

મીઠાંએ તેને ઘણો સધ્યારો આપ્યો.

"તમે ના બરાપો કરયા કરો, ડીઅર," તેણીએ ઘણાં હેતથી કહયું; "તમારો ભાઇ તો તમુને હજાર ગરે પરેછ, પણ ખોદાય તો જાણેછ કેની?"

"કેટલું બધું લોક એ નાલાયકનાં હુલકાવાથી મને બપઇનો ખુંની માનતું હોશે?" મેહેલ્લીએ ઘણી ઉદાસીથી કહયું; "કંઇ નહીં તો તેના ગુમ થવામાં મહારો કોઇ ને કોઇ રીતે હાથ હોવોજ જોઇએ એમ તો બેશક સેંહેંકડો જણ માનતાં હોશે!"

"ખચ્ચીતજ નહીં," મીઠાંએ જોસથી કહયું; "એ શું

વરી આજે ઘણે વરસે બચ્ચાં જેવી વાત લઇ બેઠાછ? ચાલો, બારી મુકો એ વાત, ને બીજી વાત કરો. એ મહારૂં રમતું જમતું બચ્ચું તો થોરા દહારા થસે એટલે એ વાતનો ગમ ભુલી બી જશે."

અને મીઠાં આ છેલ્લું તો મેહેલ્લીને ફક્ત હીંમત આપવા ને સખ્યારો મનાવાજ કેહેતી હતી. તે પોતાને મનથી તો ખરે-ખર ઘણી સારી રવેસે જાણુતી ને સહુમજતી હતી કે તેહેમી જરૂર ગુરપંજર પડવાની, અને પોતાની તબ્યતનો નાશ કરી નાંખવાની; અને એ ખ્યાલ થતાં તે હેતવંતી માતાને, બેશક, અતી ઘણી દીલગીરી લાગતી હતી.

બધાં છોકરાંઓ પણ ઘણાં દીલગીર હતાં. તે આખો દહાડો હસ્તાં ખેલતાં સુખી સુખ્યારાં સંપ મેલમાં રહેલાં કુટુંબ-પર જાણે એક તરાંહની અજબ જેવી ઉદાસી અને ચુપકીદી ઓચીંતી ગાલેબ આવેલી જણાતી હતી!

રૂસ્તમ ખાસકરીને ખફા હતો. તેહમીના વડા ભાઇ તરીકે તેનું તેણીની ઉપર અતી ઘણું હેત હતું, અને તેથી તે તેહ-મીનો રડમસ ચેહેરો અને તેણીના દીલમાં ઘર ઘાલીને બેસી ગયલી ઉંડી ઉદાસી જોતાં ગુસ્સાથી અતી ઘણો ઉશ્કેરાતો રહયો.

તેના હાથ બધા ચવડસવડ થયા કરતા હતા. તે તો પોતાના કાકાંના સોહ્રાબીને થોકવાજ માંગતો હતો! "એ બ્લેગાર્ડને એ મહારી ગરીબ બેહેનનો સખકરાર એમ લુટી લેવાનો કંઇ હકજ નહીં ઉનો," તે બખાલતો હતો. "મહારી ઘણી મરજી થાયછ કે હું ઘરડા બજીકાકાને બંગલે સુધી જઇને તે પોરયાને થોકીને હલકો કરી નાંખુ!"

અને વળી સંજોગે તેના એ એરાદામાં એક દિવસે તેને

તદન નહીં ધારેલી અને અચણુચી મદદ કરી. તે અને સોહલી રૂબરૂ મળી ગયા! સહવારનો તે ઠંડો પ્રહર હતો. અને સોહલી ઘોડેસ્વાર થઈને ફરવા નીકળ્યો હતો. તે જ્યારે બી એમ નીકળતો ત્યારે નાયગામ તરફજ હેરયું લેતો! જાંણે તેહનેબી વાસ્તેનો તેનો પૈદા પ્યાર તેને હાથ પકડીને તે તરફ હંમેશ દોરી જતો હતો!!

તે ખાસકરીને તે તરફ જવામાં મતલબ કશીજ ધરાવતો હતો નહીં. ફકત તે પ્યારી જે ઝુપડાં હેઠલ વસ્તી હતી તેને લગતા બાહરના રસ્તાપરથી પણ ઘોડો મારીને નીકળી જવામાં તેને કાંઇ અજબ સખ્યારો અને મોજ હાંસલ થતાં હતાં.

હવે તે આજે પણ, એજ મુજબ, તે તરફ જતો હતો તેવામાં એક એકાંત જેવા રસ્તાપર તે રૂસી સાથે અનાયસે રૂબરૂ થઇ ગયો. રૂસી એ વખતે પાંઉપ્યાદો હતો

તે બંનેએ એકમેકને આગળ કેથે જોયલા હોવાથી બેઉ એકમેકને પીછાંણુતા હતા જોકે વાતચીતનો પ્રસંગ આ આગમચ આગળ કદી થયો નહતો

મળતાં સાથે પેહલી છેડતી રૂસીએજ સોહધી. તે સોહલીને સાંમેથી આવતો જોતાં સાથે તેનો રસ્તો ઘેરીને વચ્ચોવચ ઉભો રહયો.

"વરી એમ કાંહ ચાલ્યો?" તેણે સોહલી આવી પુગ તાંજ હવામાં મુક્કી ગુમાવીને તેને પુછ્યું; "માહરી ગરીબ ગાય જેવી બેહેનનું દીલ તોરી નાંખીને હજુર તું લોફરસોફર ધરાયો નથી શું? હેં, બચ્ચા કેહેની? તાહરે માથે તારૂં મોહત બોહત ભમેછ કે કેમ?"

સોહેરાબે તરત ઘોડો રોકયો, અને તે નીચે ઉતરી પડયો.

"એ અમસ્થો કજ્યો કાંએ વેચાતો લેતો હોશે, બીરાદર?" તેણે અજાયબીથી તોપણ ઘણા એખલાસથી કહયું; "તું મને ઓળખેછ? આપરે તો ભઇ ભઇઓ કેહેવાઇએ." અને તેણે ઘણા એખલાસમાં વળી શેકહેન્ડ માટે હાથ પણ લાંબો કર્યો, કે જે રૂસ્તમે એક ધાટકી અછાત સમેત ઉડારી નાંખ્યો ને દુર કરયો.

"ધુત! નહીં જોઇએ તાહરો હાથ!" તેણે મોટા તુચ્છકારથી કહયું; "સગા ને કઝીન થયા તો શું થયું? તું થોરો અમારો દોસ્ત છે?"

"કાંએ નહીં? નહીં કાંએ?" સોહોરાબે તકરાર ઉઠાવી, "એ ભઇ ભઇઓ વચ્ચેનો કજ્યો આપરેબી આપરા વચ્ચે નીભાવી રાખ્યે તેમાં શાણપત શું છે? હું તો ધારૂંછ જે આપરે બધાં કાકા કાકાનાંઓએ સાબાં સંપમેલમાં મળી જઇને એ નજીસ વેરભાવ એકદમ નાબુદ કરવો જોઇએ!"

"હું તે ભઇ ભઇની વચ્ચેના કજ્યાની વાત કરતોજ નથી," રૂસીએ સોહરાબની એ દીલજીત સભ્યતાથી અરધો મનાઇ જતાં તોપણ હજી રીસાયલી અદાથી અને ધુખરાયલે સાહદેજ કહયું. "હું તો જુદીજ વાતને વાસ્તે તહારી ગલચી ભચરવા માંગુછ. તુંએ મહારી એ ગરીબ ગાય બેહેનની સાથે દગો કરીને તેનું દીલ તોરી નાંખ્યુંછ એ વાત ખરી છે કેની, લુચ્ચા!"—અને તાજુબ કે એમ કેહેતાં તે અરધો નરમ પડી ગયલો છતાં બીજીજ પલે પાછો એટલો જલદી અને એટલો બધો ઉશ્કેરાયો કે પોતાની ધીરજ ખોહી દઈ બલ્કે પોતે પોતાને ભુલી જઇ તેણે ભલા શોહરાબને એક લપડાક પણ જોરમાં ખેંચી કાઢી!

સોહેરાબ, એ ઉપરથી, ઘણાજ ગુસ્સામાં એકાદ બે કદમ પાછો હઠયો. તે ગુસ્સાથી તદન લાલ થયો અને રૂસ્તમની આ ઘણી હીચકારી વર્તણુકથી જેટલો અજબ તેટલોજ વળી પશેમાન થયો.

"હું તુને માફ કરૂંછ અને મારી માગવાનો ટાઇમ આપુંછ," તેણે, એમ છતાં, ગમ ખાઇ ઘણા દમામથી જરા વારે ગમખ્વાર અને ધીમે અવાજે કહયું. "તાહરી જગે જો કોઇ બીજો હોતે તો હું તેને તેની એવી શરમભરેલી સરકશી ને હીચકારી હાથચાલાકી વાસ્તે જતો મુકતે નહીં, પણ તું માહરી નેકજાદ તેહમીનો ભઇ છે, એટલે તેને ખાતર હું તાહરી એ હીનપસ્તીભરી વર્તણુકનો બને ત્યાં સુધી કશોજ અવેજ વાલી આપવા ચાહતો નથી."

"હું માહરી ભુલ જોવસ તો તરત માફ માંગસ," રૂસીએ એ સાંભળી કાંઇક જંખવાનો થતાં કહયું; "તું શું એમ કહેવા માંગેછ કે તું માહરી તેહેમીને હજી ચાહેચ?"

"હજાર વખત-અને છેક મરસ ત્યાં સુધી ચાહવસ," સોહેરાબે શાંતી સાથ જવાબ કરયો.

રૂસ્તમ જાસ્તી જંખવાનો થયો.

"ત્યારે આય શું વાત છે?" રૂસ્તમે તકાજો કરીને પુછયું, "આય તાહરાં લગનની? તું તાહરાં ઘેરમાં તાહરાં માયની કોઇ સગી રહેછ તેની સાથ અદરાયોછ એ વાત ખરી છે કે નહીં?"

સોહેરાબ મોટા સાહદે-મોટા તુચ્છકાર સાથે હસી પડયો.

"તદન જુદી વાત," તેણે મોટા જુસ્સાથી કહયું; "તું તેહેમીનેજ જઇને પુછ ની? તે એ ગલીચ ગુલબાન પોતે

કદી માનવાનીજ નથી. ખરી વાત ફક્ત એજ છે કે માહરા પપાની ઉપરવારો થઇને હું એ માહરી વ્હાલીને પરણીને માહરે ઘેર લઇ જઇ શકતો નથી, કેમકે તેથી જે જાતની કમફર્ટમાં હું એને રહેલી જોવા ચાહું તે કમફર્ટમાં એ ત્યાં રહી શકે નહીં. હવે એ માહરી નરમાસનો લાભ લેઇને મારા પપા તેવણને ગમેછ તેવા ગુસબાંનો ઉડારતા રહયાછ—બાકી ખરેખર તો જે છોકરી સાથે માહરૂં નામ બોલાયછે તે એક એવી અભણ અને જંગલી કીસમની નાલાયક છે કે માહરી વ્હાલી તેહેમીની ઝુટી બરાબર બી તે કદી આવી શકે નહીં!"

રૂસ્તમ તદન લજવાઇ ગયો. સોહોરાબ આ જે બધું કહયું તે સચ્ચાઇના એવા ભારથી કહયું, અને તે તેહેમીને વાસ્તેના પોતાના હેતનાં સંબંધમાં એટલા બધા પ્રમાણીક તોરથી બોલતો જણાતો હતો કે એવા એક ખરા લાયક જવાંનને વાસ્તે એમ બુરૂં માનવા—બલ્કે તેનો અપજશ પુકારવા અને તેને હાથ ચલાવાની પોતાની હેમાકાત ને સરકશી માટે તે બાબજા પસ્તાયો, અને તે પોતે એક શુધ્ધો અહસ્થ-જવાંન હતો એટલે બીજીજ પલે તેણે ખુલ્લાં દીલથી તરત સોહોરાબની દરેક દરગુજર ચાહી લીધી. આથી થયું એમ કે પરીણામમાં તે બંને કાકા કાકાનાઓ ઘણા હેતવંતા દોસ્તો બનીનેજ છુટા પડયા!



## પ્રકરણ ૨૧ મું.

રૂસતમ એ પછી પોતાના ઘર તરફ ચાલી ગયો, કે જ્યારે સોહોગાબ પાછો ઘોડેસ્વાર થઇને ધીમે ધીમે ઘોડો ચલાવતો થોડોક આગલ ગયો, પણ તેટલામાં તો–ઓ સુભાગ્ય! તે શું જુએછ? તેની વ્હાલી તેહેમી પોતેજ સાંમેથી ચાલી આવતી નજરે આવી!

તે એક કુદકે એ જોતાં પોતાનાં અસીલ જાનવર પરથી પાછો હેઠે ઉતરી આવ્યો, કે જ્યારે તે ચાહતાં વ્હાલાંઓની પરસ્પરની મુલાકાતનું સુખ બ્યાન કરીને કેહેવાની બેશક કશીજ જરૂર રેહેવાની નથી.

તે, એમ છતાં, તેહમીને જોતાં પેહલી હરોલમાં ઘણો ગભરાઇ ગયો. તેહેમી એટલી બધી ફીકકી, એવી કાહેલી, એવી બીમાર દેખાતી હતી કે તે ખરેખર ઘણો બીહીધો, અને જ્યારે તેના સબબ તરીકે તેહેમીએ, ઓશકાતાં શરમાતાં, તેનાં રતધ સાથનાં ચરવાનાં કારજની વાત કરી ત્યારે તે વ્હાલો જવાંન ઘણે મોટે સાહદે વળી પાછો હસી પડયો.

"અને તેં બી તે માન્યું? હટ લુચ્ચી!" તેણે તે ગોરા ગાલો ઉપર ટપકાનાં એક બે આંગલાં મારીને કહયું, "બીજીને પરણવાની વાત તો બાજુએ રહી, પણ ખરેખરી વાત તો એ છે કે હું તુંને મહારાં મનથી એક ઘરી બી અલ્લગ કે ખસ્તી કરી શકતો નથી. તુંને ખ્યાલ બી નથી થવાનો, તેહમી, કે હું તુંને કેમ અને કેટલી બધી ચાહુંછ! તું મહારી આખી દુન્યા છે!!"

ટુંકમાં, તેઓના સેવટ સુધીના સાચ્ચા પ્યારનાં ફરીથી આપલે થયલાં વચનો વિગેરે સઘળું અત્રે સેહેજમાં કલ્પી શકાશે. તેઓ તદન નહીં ધારેલાં અને બીલકુલ અકસમાતથીજ એકઠાં મલી ગયાં હતાં. તેહમી પોતે પણ જ્યારે તે સહવારે ફરવા નીકળી ત્યારે આ મુજબ વહાલા સોહેરાબને નહીં ધારેલી મળી જવાનાં સુભાગ્યનો તેણીને એક દુરનો સ્વપનો પણ થયો હતો નહીં!

તેઓએ રસ્તાની બાજુનાં એક ખેતરમાં પાણીના એક મોટા નળનાં ભુગલાંપર બેસીને ઘણો વખત તક ઘણી તરાંહની વાતો કરી, અને તે દરમ્યાંન સોહેરાબે તેહમીને પાછી ઘણી ઘણી હીંમત અને ધીરજ આપી. તેણે તે મીઠ્ઠી મહાબુબને સહમજાવ્યું કે તેઓના જેવા એક કમભાગ્ય કેસમાં આયંદા પરણીને પાર પાડવા ને સુખી થવા માટે સાચ્ચાં દીલની ઓસ્તવારીથી જ્યાદા કાંઇજ જોઇતું હતું નહીં, અને તેઓ જો પોતાનાં વચનોપર ઓસ્તવાર રેહેનાર હતાં તો આ મુજબ હીંમત હારવા જેવું હતુંજ શું? બજી હાલ ગમે એટલો સખ્ત અને કરડો થતો હતો ખરો, પણ એ અકકલમાં બેસ્તી આવતી વાત હતી કે તેઓની ઓસ્તવારી આગલ અંતે તે માહાત થવાનો, અને મોડેવહેલ્લે થોકરાઇ થેસાઇને બી તે લગન વાસ્તે પોતાની બાહલી આપવાનો! અને, એ રીતે, એ ખાસ-મનાં તરેહવાર સમયચારાઓની પરસ્પર આપલે વચ્ચે તે પ્યા-રાંઓ નવેસરથી હીંમત પામી તે સુખી સહવારે છુટાં પડયાં.

સોહેરાબ ઘણો વાર સુંધી તેહમીને તેનાં ઘર તરફ પાછી ફરતી પ્યારની આંખોએ જોતો, ટીકટો ને સાચવતો ઉભો, અને તે પછી મોડું ઘણું થયલું હોવાથી પાછો ઘોડેસ્વાર થઇને ટુંકે

રસ્તે જવા તે સાઇડમાંનાં ખેતરમાં ઉતરીને ઘોડો દપટાવા ગયો, જેવામાં કોઇએ બાજુમાંની ઝાડીમાંથી અચણુચ કુદી આવીને તે વહાલા જવાંનની અતી ઘણી અજાયબી ને ગભરાત વચ્ચે તે ઘોડાની રેકાબ પકડી લીધી! તે કોણ હતો?

"કોણ છે રે તું? એકદમ લગામ મુકી દે, નહીં તો હું ચાબક મારશ," સોહોરાબે ઘણા ગુસ્સામાં તકાજો કીધો. તે ઘણો તાજુબ થયો. આ દેખીતો કોઇ પારસી પોસાગીર હતો, પણ તે હતો કોણ? તે આવ્યો કયાંથી? તે માંગતો શું હતો? શું તે બાજુ એમ નવરૂં નીછત જોઇને તેને લુટવાના એરાદાથી એમ ધસી આવ્યો હતો?

"માહરે તુંને કંઇ જરૂરનું પુછવું ને કેહવું છે, છોકરા," તે લુચ્છા જેવા પારસીએ મોટા તુમાખથી કહયું.

"ત્યારે બોલી દે જે કેહેવું હોય તે," સોહોરાબે તાજુબીમાં કહયું, "પણ મહારા ઘોડાને મુકી દે; એ ભરકશે તો પછી હાથમાં નહીં રેહેશે. મુકી દે—સાંભરેછ કે હું કેહુંછ તે?"

પણ પેલાએ તો સાંભળ્યુંજ નહીં, અને પોતાના હાથમાં પકડી લીધેલી તે લગામ મુકીબી નહીં, એટલે અંતે ધીરજ ખોહી દઇને સોહોરાબે પોતાના હાથમાંના ચાબક વડે એક મજબુત ફટકો તેનાં મોઢાંપર લગાવી કાઢયો.

પરીણામમાં, એકાદ પલ ગુસ્સાથી બરાડતો પેલો એક એ કદમ પાછો હટયો, અને ખીજવાત વચ્ચે સોહોરાબના હાથને પાછો વલગી પડીને તેના હાથમાંનો ચાબક તેણે છીનવી લીધો.

"ઘેત્તાધાત્તા બદમાશ!" તેણે બખાલ્યું, "તું પનવાનો છે પેલી રતઇ સાથ, ત્યારે વરી આય કોણ બગલાંને અહીં આય તરફ ફાંસમાં ઉતારેચ?"

"તેનું તાહરે શું છેરે? તું કોણ કમીનો મને એ બાબે પુછનાર?" સોહેરાબે; એવડા ગુસ્સાથી બરાડ મારી, "ચાલ રસ્તો છોર એકદમ, ને મને જવા દે."

• "જવાસે તે કેમ?" તે પારસી પોસાગીર પાછો તરડાયો; "પેહેલાં ખુલાસો કર ને પછી જા"—અને. એમ કેહેતાં, તે પેલા ઘોડાને પાછો વળગી પડયો, કે જ્યારે તે અસીલ જાનવર આ નહીં સમજી શકાય એવી તેના તરફની વર્તણુકથી ચચ્ચાર પગે કુદવા ને ઉછલવા લાગ્યું-એટલી હદ સુધી કે સોહેરાબ મુશકીલથીજ તે જાનવરપર પોતાની બેઠક સમાલી શકયો.

"તું કોઇ ખરેખરો કમીનો અને દીવાંનો છે," તેણે વધતા ગુસ્સાથી પુકારયું. "તું કેહેવા શું માંગેછ? જો તપાસ, તું ઉભો છે તે બાજુએ પેલો પરત કુવો છે. વાર ભાંગશે તો સીધો કુવામાં જતો રેહેશે!"–જરા થોભીને–"તુંને જો કાંઇ કેહેવું હોય તો જા—મહારે બંગલે આવજે, ને હું ત્યાં તાહરે જે કેહેવું હોશે તે ખુશીથી સાંભળશ."

"બંગલે કોણ કુતરો આવે?" પેલાએ વધતી તુંદીથી જવાબ કરયો; "એક વખત આવીને શું નેહાલ પરયો જે વરી બીજી વખત? હું બંગલે આઉં એટલે તુને તાહરાં માણસોની કુમક મળી જાય–એમજ કેની?'

"મને કોઇની બી મદદ કે કુમક જોઇતીજ નથી," સોહેરાબે તુચ્છકારથી કહયું. "હું તાહરા જેવા લુચ્છાથી માહરો બચાવ કરવાને એકલોજ પુરતો સમર્થ છઉં! હવે ત્યારે તું ખીસેછ ને મને જવા દેછ કે નહી?"

"ખચ્ચીતજ નહીં," પેલાએ કહયું; "માહરે તો બીચારી

પેલી રતઇ સાથની તાહરી ઠગાઇની સજામાં તાહરાં હારકાં પાસરાં આજે ખોખરાં કરીજ નાંખવાનાં છે!"

"ઓહો, ત્યારે તું કોઇ તે રતઇનો હીમાયતી છે એમ કે?" સોહોરાબે સેહેજ હસીને કહયું; "જા બાપુ, અમથું તાહરૂં લોહી ના ઉકલાવ! તું કોણ થાય તેનો?"

"હું એની સાથે અદરાયલો હતો," પેલાએ ગુસ્સાથી કહયું, "ને તેં મહારી એ અદરાયલીને માહરા હાથમાંથી છીનવી લીધીછ."

"ખચ્ચીતજ નહીં; તે તહારી અદરાયલી તુંને દસ હજાર વાર મુંબારક!" સોહોરાબે સખ્યારો આપ્યો.

"જુઠ્ઠો! એ બધા તહારા ઢોંગ છે," પેલાએ બખાળ્યું. "તું શું મને કંઇ ઝોરીમાં હીંચ ખાતો બુચો સહમજેછ? આય કોઇ ભામતી જેવી પોરી સાથે હમણાં પકરઇ ગીઓ ત્યારે હવે એમ ઓરવના ને અલગો થવાના પેતરા લઇ આયોછ કે? ઠગારા લુચ્છા, તારૂં માથુંજ ભાંજી નાંખવું જોઇએ!"—અને તેણે સોહોરાબના માથામાં ખરેખર એમ કહેતાં ઘુમાવીને એક મુકકી મારી!

સોહોરાબ હવે ગુસ્સાથી ઘેલો થઇ ગયો. તે એકાદ પલ તમ્મર ખાતો કુદીને ઘોડાપરથી તરત નીચે આવ્યો, અને પછી તે પારસી પોસાગીરને ગળચીમાંથી પકડીને વલગી પડયો, કે જ્યારે બીજા હાથપર પેલું બીહીધેલું જાનવર તેના સ્વાર વગર ત્યાંથી ચારે પગે નાહસવા પડયું!

તે એક જીવસતોસત સમો હતો. તે એક હાથોહાથ લડાઇ હતી. બંને જાણે ખુંનપરજ ચઢયા હતા. કોઇ એકેકથી ખાંડયો જાય એવું નહીં હતું. વળી કમનસીબે નજદીકમાં

કોઇ તરત વચ્ચે પડે કે દોડી આવીને મદદ કરે એવું પણ ન હતું!

તે ખરા ને મોટા જોખમની પલો હતી. વધારેકરીને એટલામાટે કે બાજુમાં જે એક ઉંડો પડત કુવો હતો, અને જેની આસપાસ લોકોને ચેતાવા તે તરફની મ્યુનીસીપાલીટીએ એક હાલહવાલ જેવી કાંમરાંની વાડ ભરી લીધી હતી, તેનું તેં એ માંહેલા એકને બી હાલમાં ભાન રહયું હતું નહી!

ફકત પાંચ મિનીટ આગમચ સોહોરાબે પોતેજ પેલા પારસી પોસાગીરનું એ પડત કુવાપર ધ્યાન ખેંચ્યું હતું, કે જયારે હમણાંની ગુસ્સાભરી ઉસ્કેરણીમાં તે ભાંનભુલો પોતે પણ તે કુવાની હસ્તી તદન ભુલીજ ગયો!

અને પરીણામ શું થયું? પરીણામ ઘણુંજ ત્રાસ ઉપજાવે એવું ભયંકાર અને દુઃખકારક થયું.

ઝપાઝપી અને હોજાતોજી દરમ્યાન સોહરાબ એક ધક્કો લાગવાથી જઇને તે કાંમરાંની વાડપર પડયો, કે જે તડાક દેતી કે તરતજ ભાંગી ગઇ, અને બીજી પલે, પેલા ખુંની પોશાગીરના મસ મોટા ગભરાત અને ધ્રુજરાં વચ્ચે, ગરીબ બીચારો સોહોરાબ તે કુવાની કીનારીપર થઇને નીચે ઉંડાંણમાં ગબડી ગયો અને બેમાલુમ થયો!!



## પ્રકરણ ૨૨ મું.



દોલુ દુધપાંઉ થથરી ગયો. તેની ખુંન કરવાની મકસદ નહીં હતી. તે ખરેખર રતઇને ચાહનારો હતો, અને તેથી સોહલી તેવામાં વચમાં આવી તે બીકુ ઝડપી ગયો માટે તેને રસ્તે વાટે મલીને જરા થોલ થબરાક કરવાથી પોતાનું વેર વલે એટલોજ લોભ તેણે છાતીમાં સમાવ્યો હતો; મગર હાથો-હાથની એ લડાઇમાં સોહલી તેનાથી ખાંડયો નહીં જાએ એવો મામલો જોઇને તે ધારવા કરતાં વેહલો ને વધતો ઉસ્કેરાયો તે વખતે તેને પેલા બાજુમાંના પડત કુવાનું બીલકુલ ધ્યાન રહયું નહી. એટલામાટે પરીણામમાં જ્યારે સોહરાબ જઇને તે કુવાની આસપાસની કામરાંની વાડપર પડયો, અને તે વાડ ભાગી જતાં બીજીજ પલે તે જવાંન તે ઉંડા કુવામાં ગબરડી ખાઈ ગયો ત્યારે લુચ્ચા દોલુ દુધપાંઉને બરપા થયલો ગભરાત જેટલો હદ વનાનો ગંભીર તેટલોજ વળી તદન ખરાં દીલનો હતો.

તેણે ધ્રુજતાં લખલખતાં તન બદન વચ્ચે વાડ પરથી ડોકાવીને કુવામાં જોયું, પણ તેને કશું દેખાયું નહીં. તેનો ગભરાત એટલો બધો હતો કે તેને છતી આંખે અંધાપો આવી ગયો હતો, અને, તે ઉપરાંત, વળી કુવામાં થોડેક છેટે અજવાલું પોંહચીને ઓજપ એટલો બધો આવી જતો હતો કે તેને આગલ કશું દેખાયુંજ નહી. થોડાક પથરા ગબડવાનો અવાજ—એટલુંજ તે સોહલીનાં કુવામાં ગબડી જવા પછી સાંભળી શકયો હતો, અને પછીથી સ્મશાંન જેવી શાંતી અને હરીહાક ચુપકી ફકત તેની ચોપાસમાં ફેલાઇ રહી!

"મરી ગીયો! થાર મરી ગીયો!" તે મનથી પટપટયો; "એ મુવો તો બર જાહનમ, પણ હવે મને નાહકમાં ફાંસી જવું પરશે તેનું કેમ? પણ ખુદા સાહેદ છે કે મેં કંઇ એને જાનથી મારવા માંગ્યોતો નહીં!"

પણ એ બધા વિચાર કરવા તે ત્યાં લાંબો વખત થોભ્યો નહીં. તેણે પોતાને માથેનો જીવસતોસત જોખમ તાબરતોબ જોયો, અને ત્યારે રખેને પોલીસ આવી તેને ગીરફતાર કરી લે તે ફીકરે તેના પગોને ગોયા પાંખ આપી. એકજ પળ-અને તે ત્યાંથી તે પછી જીવ લઇને નાહઠો ને નજરે આવતો ગુમ થઇ ગયો.

બીજા હાથપર બજીના બંગલામાં સોહલીની વાટ જોતાં તેની માતા તેમજ રતઈ બન્ને ઠાકી ગયાં. તે નાસ્તાને વખતે હાજર થવો જોઇએ તેને બદલે બપોરે જમવાનો વખત બી વહી ગયો, અને ખાનું હદ ઉપરાંત ખોટી થઇ રહયું, પણ તે આવ્યો નહીં. એ શું? અંતે ઠાકી ઠાકીને બીખઇએ પોતાના વર બજીને પુછાવ્યું. "સોલી શેઠ હજી જમવા આયા નથી," તેણીએ કેહવડાવ્યું; "તમોને કંઇ કાંહાં ગીયાજ તે કેહી ગીયાછ?"

બજીએ, અલબત, જવાબમાં તરત ના કેહવડાવ્યું. તે બુઢો વળી એ દરમ્યાનમાં એ સાંભળીને જરા પોતે તરખાયો પણ ખરો. તે નાસ્તાપર નહીં આવ્યો તો નહીં પણ જમવા બી કેમ નહી આવ્યો? શું તેના જુલમથી કંટાલીને તે ઘર છોડી ગયો હતો? શું તે કેદે જતો રહયો હતો? કયાં જાએ?

એક કલાક, બે કલાક, ત્રણ કલાક-પણ સોહલી આવ્યો નહીં એમ મોડો થવાનો તેનો ધારોજ નહી હતો. તે પોતાનાં

માબાપને કહયા ને ખબર આપ્યા વગર એમ કદી બી કેઠે જતો કે રોકાતોજ નહીં; ત્યારે આજે એ શી ધાડ વળી ગઇ?

અંતે ધીરજ ખોહી દઇને તે જ્યાં ભીખઇ અને રતઇ હતાં ત્યાં પોતેજ પુછપરછ કરતો આવ્યો, અને છેલ્લે જ્યારે બધાંની હીંમત ખુટી પડી ત્યારે તેણે જ્યાં જ્યાં સોહલી મળી આવવાનો જોગ હતો ત્યાં માણસો દોડાવ્યાં. તે સહવારે ફક્ત એક કોકોનું કપ લઇને ખુશાલ, ઘોડેસ્વાર, ફરવા ગયો હતો, અને પછી પાછો આવ્યોજ નહી એ બધાંને બીહીધરાવવાને બસ અને બસ કરતાં પણ જયાદા હતું.

સાંજ થવા આવી. સાંજ થવા આવી અને પછીજ સોહલીની સોહોધમા ગયલાં આદમીઓમાંથી એક જણ એક આસામીને લઇ આવ્યો. તે એક રસ્તે રસ્તે ભટકીને હાથ જોનારો ફેરી કરતો ફરેયો બ્રાહમણ પોરયો હતો. નસીબ સંજોગે તેણે તે સહવારે દાદરના એક એકાંત રસ્તા તરફ સોહલીને તેના મેહલ્લી કાકાના વડા છોકરા રૂસ્તમ સાથે સખ્ત હોજાતોજી કરતો નજરે જોયો હતો. તે ઘણો વખત તક એ તેમના વચ્ચેનો ફેસાદ જોતો ઉભો રહી શકયો ન હતો, પણ તેણે જે જોયું તે એટલું પુરતું હતું કે તે બેઉ જવાંનો ઉસ્કેરાઈ ગયા હતા અને લડી પડયા હતા એટલું તે કસમપુર્વક કેહવાને તૈયાર હતો. એ બન્ને જવાંનોને, તેણે કહયું કે, તે સારી રીતે ઓળખતો હતો.

અને ઘરડો બજી એક ઘેલા વાંદરની ફીસમે તે આફતની એ બધી હકીકત સાંભળતાં ગુસ્સાથી ધુજયો.

"તાહરી ખાત્રી છે, બ્રાહમના, કે માહરા સોહલી સાથે હોજાતોજી કરતો તેં જોયો તે એ પલીદ પોરયો રૂસ્તમજ હતો?"

"તદ્દન ખાત્રી, શેઠજી," તે બ્રાહ્મણાએ માનથી કહયું.

"ને તે તું શા પરથી કેહછ કે તેઓ વચ્ચે કજ્યો બી થયો હતો?" બજીએ વળી એક ભલા બારીસ્ટરની અદાથી તેને "ક્રૉસ" કરયો.

"એ બોલ્યા રૂસ્તમે સોહલી શેઠને એક જોરથી લપડાક ઝાડી તે મેં જોઇ ખરી કે ના?" બ્રાહમણો જોસપર ચઢયો.

"લપરાક મારી?"

"હા, ખાસ્સી મજાહની લપડાક! અને સોહલી શેઠ ગુસ્સાથી ઘોડાપરથી કુદીને નીચે આવ્યો એટલે હું તો માહરૂં પોટયું ટાટ કરીને ત્યાંથી જીવ લઇ નાઠો, માબાપ!"

"તું નાઠો કાંએ?" ભીખઇએ પુછયું.

"હું બીહણો, બૉપજી, કે તે લોકો મને જુએ તો તે લોકને કજ્યો કરતાં હું જોવા ઉભો તીને કરી લઇ કરી ખીજવઇને મને એ ઠોકી લાખે!"

"ત્યારે તે ઝેરી સરપના બચ્ચાએ માહરાં બચ્ચાંને માર્યાં વટીક–એમજ કેની?" બજીએ ગુસ્સાથી રગેરગ ને નસેનસ ધ્રુજતાં કહયું; "ઠીક છે—તું કાલે સહવારે અત્રે પાછો આવીને મને મલજે, બ્રાહમણા"—અને એ રીતે તે ખબર આપવાવાલાને રૂખસદ કરી તેણે તુરત પછીથીં પુકારીને પોતાનાં બધાં આદમીઓને એકઠાં કર્યાં, ગાડીઓ જોતરાવી, અને ત્યારબાદ તે બધાં લાઉ લશકર સાથે તે નાએગામમાં પોતાના નાધલા ભાઇ મેહેલ્લીને ઘર ચઢાઇ લઇ ગયો!

એ દરમ્યાન રસ્તેથી જતાં તેઓ માંહેલા એકને એ નાએગામની બાજુ પેલા જાંગીના પડત કુવાનું અજબ જેવું ને અચબુચું ધ્યાન થયું, અને તે બજીના કાનપર પડવાથી બજી એવડો ઉસ્કેરાયો.

"તપાસતા ચાલો–તે બાજુએ તપાસ કરતાજ ચાલો!" તેણે ખુંનખાર ક્રોસમે પોકાર્યું. "બધી ગારીઓ તે બાજુએ ઉભી રાખવા કેહો, ને ગારીનાં ફાનસોની બત્તીઓથી જોવો કે તે બાજુની જગ્યા કંઇ ખણાયલી ખોદાયલી છે?"

અને, અલબત, તે તરફની એ તેડકીકે ઘણી ભયભીત પુરવારીઓજ રજુ કરી દીધી! કુવા આગલની વાડ તદન ભાગી ગયલી હતી, તે બાજુનું મટોડું ઠેકાણે ઠેકાણે ખણાઇ ગયું હતું, ઘોડાનાં પગલાં એમનાં એમ જગેજગ પડી રહેલાં નજરે આવતાં હતાં, અને ટુંકમાં, તે બાજુનો ખસ્તેખોહારીનો બધો દેખાવ બીજું કશુંજ નહીં પણ ખુંન અને ખુંન પોકારતો હતો!!

બજી એ જોતાં જાસ્તી ખુંનપર ચઢયો.

"હું જૈફ છેઉં, પણ માહરા દીકરાના ખુનીનું ખુંન કરવા ને લોહી પીવા હું પાછો જવાંન થઇ શકશ," તેણે પોકારયું. "કોઇ જાઓ, દોરો, પોલીસને લઇને તે મુજીનાં ઘેરપર આવો. ને તેટલાં હું ત્યાં જાઉંછ ને તે દોજખી દુકતાને કોઇ નહસારી નહીં મેલે તેની તપાસ રાખુંછ!"

* * *

મેહલ્લીને ઘર બધાં તરતનાંજ જમીને પરવારેલાં હતાં. આજે મેહેલ્લીની તબીઅત વધારે સારી હતી, અને બધાં તેથી ઘણાં ખુશમિજાજી બનેલાં હતાં. સર્વ કોઇ ડ્રૉઇંગરૂમમાંજ હમણાં એકઠાં થયલાં હતાં. તેહમી પ્યાનાપર બેઠેલી હતી, અને તેનાં વિજળીના વેગે પ્યાનાપર ઉડતાં ને દોડતાં આંગલાંઓ જે મધુરૂં મ્યુઝીક રજુ કરતાં હતાં તે ઘણી ખુશીની મોજ વચ્ચે તે કુટુંબનાં બધાં નાધલાં મોટાં સાંભળતાં બેઠાં હતાં.

એક જોતાં ખુશ લાગે એવું ખરાં સંપીલાં અને સંતોષી નાહનાં કુટુંબનું તે એક ખરો નમુનો ઉતારવા જોગ ચિત્ર હતું.

એવામાં બાહાર અચબુચ કાંઇક ઘણો ઘોંઘાટ થયો, અને બધાના મસ મોટા ગભરાત ને અજાયબી વચ્ચે, આદમીઓનાં એક ન્હાનાં જેવાં લશ્કર સમેત, ઘરડો બજી પોતે તેઓ બેઠાં હતાં ત્યાં એક દીવાનાની કીસમે બુમ બરાડા પાડતો ધસી આવ્યો!



## પ્રકરણ ૨૩ મું.



તે શું ઘેલો થઇ ગયો હતો? તે પોણોસોની હદ ઓલંગી ગયલો બુઢો જુવાંનીનાં જોમમાં ઉતરી ગયો હોય તેમ ખુંન પર ચઢેલોજ આવ્યો હતો!

"મારી નાંખું! ટોટો પીસું! લોહી પીઉં!" તે પુકારતો હતો. "કાંહાં છે પેલો ઝેરી નાગ? કાંહાં છે પેલો ખુંની દુકતો રૂસ્તમ?"

મેહેલ્લીને ત્યાં તો, અલબત, શું કરવું અને શું બોલવું તે પેહેલી થોડીક પલો સુધી કોઇને સહમજજ પડે નહીં! વરસોનાં વરસો સુધી જે કસાઇ જેવો ભાઇ અલગ થઇને બેઠેલો તે ચાલી ચલાવીને એમ અંધારી રાત્રે-આવી જૈરીની પોતાની તમામ કમતાકાત ને નાતવાની છતાં-નાએગામ તક હાલમાં ધસી આવ્યો ત્યારે કાંઇ બી માઠું અને ગંભીર માઠું થયલું તો હોવુંજ જોઇએ?

"બજી-બજી!" એમ છતાં સખ્યારો આપીને તેને ઠંડો પાડવાની દયાનતથી મેહલ્લી તરત આગળ ધસી ગયો, "આવો, બેસો, ધીરજ રાખો! એ શું બનાવ બન્યોછ તે તો ખુલાસાથી કેહો?"-અને વળી તેણે આવકારમાં હેતથી તેને ભેટવા પોતાનો હાથ લાંબો કીધો.

પણ બજી તે હેતથી લંબાવેલા હાથનો સ્વિકાર કરે બી ખરો કે? તેણે તો એવડો ઉસ્કેરાઇને, સામી પોતાના હાથમાંની ડાંગ ગુમાવીને, એટલા તો જોરથી તે હેતથી લંબાવેલા હાથપર મારી કે મેહલ્લી એક દુઃખની સરદ ચીસ સમેત તરત પાછલ હટયો, અને મીઠાંના અને છોકરાંઓના તો બજીની એ હેવાન્યત જોતાં જાણે પ્રાણ ઢલી ગયા!

"તાહરા દોજખી હાથને હું માહરો હાથ લગારૂં?" બુઢા બજીએ બરાડ મારી; "પણ ત્હારો રૂસ્તમ કાંહાં છે? રૂસ્તમ કોણ મુવોછ?"

"હું છેઉં," રૂસ્તમે એ સાંભળતાં તરત હીંમતથી આગલ વધતાં કહયું; "શું કેહવા માંગોછ? બીચારા પપાને મારીને ફાવી ગીયાછ તેમ મને બી મારવા માંગોછ કે? મારોની જોઉં?"

"ચપ કર, કમીના!" બજીએ બખાલ્યું. "તું ખુની છે! તું ચંદ રોજમાં હવે ફાંસી જવાનો છે. મેં પોલીસને બોલાવેલી છે-પોલીસને હવે આવવા તો દે? હું બી જોઉંછ કે તું હવે અહીંથી કેમ નાહસેછ!"—અને એક જંગલી હેવાનની મીસાલે તે રૂસ્તમને વલગી પડયો, અને તેણે તે જવાંનને તેના કૉલરમાંથી પકડયો.

રૂસ્તમ ગભરાઇ ગયો. તેને સમજ નહીં પડયું કે તેણે

શું કરવું અને કેમ વરતવું. તે એકજ હાથની અછાતમાં તે નાતવાન બુઢ્ઢાને ભોંયપર પછાડતે, પણ બાપ જેવા બુઝર્ગ કાકાને પોતાના બાપની રૂબરૂમાં તેણે એમ કરવું અસભ્ય થઇ પડે કે કેમ તે તેને સમજ પડયું નહીં. એમ તો બજીને બદલે જો કોઇ બીજો હતે, અને તે આવો જોરાવર ફટકો ગરીબ બીચારા મેહલ્લીને મારીને ફાવી ગયો તેને બદલે તે કોઇ બીજાએ જો એવો એક હીચકારો ફટકો મારવાની તો શું પણ ઉગામવાની વટીક હીમ્મત કરી હતે તો મેહલ્લીના બહાદુર બેટાઓ એવા તેની બાજુમાં ખુંનખાર ખડા હતા કે તે બધા ત્યાં ને ત્યાં તેને ચીરીજ નાંખને! પણ આ તો એક એવી સંકડામણ હતી કે જેમાં શું કરવું તે કોઇને જાણે સુઝી શકયું નહી.

"એ અહીંથી નાહસવાનો નથી," હવે મેહલ્લીએ પાછો આગલ પડીને એક આંચકા સમેત બજીને દુર કરતાં ને રૂસ્તમને છુટો કરતાં કહયું. "તમે કંઇ બી ભરમમાં કુટઈ મરોછ. શું થયુંછ તે તો કેહો? મારા દીકરાપર શાનો ચાર્જ મુકોછ તે તો સમજાવો?"

"એનેજ પુછની, કમીના, કે આજે સહવારે એ માહરા સોહલીને મલ્યોતો કે નહીં, ને માહરા તે ગરીબ ગાય જેવા દીકરાને એ વ્હાહરા લોફર દુકતાએ તમાચો વટીક મારયોતો કે નહીં?" બજીએ પોકારીને પુછ્યું.

"અલબત એ બધી ખરી વાત છે," રૂસીએ પોતાનાં માબાપને આવો એક ચાર્જ તેના સામે રજુ થયલો સાંભળીને ગભરાયલાં જોતાં, તેઓની આતુર આંખોના મુગા સવાલના જવાબમાં, તરત જવાબ કરવાને ઉતાવલ કરી; "પણ તે તો કોઇ ખરેખરો અમીરબચ્ચો છે. તેણે બધું મને ખરેખરૂં

ખુલાસાથી કહયું, અને ત્યારે અમે તો સાંબા ઘણાંજ હેતથી મળી ભેટીને છુટા પરેલા છઇએ."

"જુઠ્ઠો ! તદ્દન જુઠ્ઠું !" બજીએ ચીસ પાડી; "તેં તો તેનું ખુન કીધેલું છે !"

"ખુંન ? માહરા સોહલીનું ખુંન ?" તેહમી હવે ઉછળીને તેઓની વચ્ચે આવી પડી; "ઓ ખોદા, એ શું કેહોછ ?"

"ત્યારે પેલી તેહમી કરીને કોઇ નજીસ દુકતી કહેવાયછ તે તું કે ?" એક હરખાયલું કુતરૂં ઘુરકે તેમ ઘુરકીને તેના ભણી જોતાં બજીએ પુકાયું.

"હા, હુંજ," તેહમાએ હીમ્મતથી વલતો જવાબ કર્યો, "પણ તમે શું કેહવા માંગોછ ? શું સોહલીનું ખુન થયુંછ ?"

"હા, ખુંન થયુંછ !" બજીએ જુસ્સાથી જવાબ કર્યો. "તે મારા ગાય ગોસ્પંદ જેવા છોકરાનું ખુંન થયુંછ. તેને નાએગામની બાજુનાં પેલાં ખેતર આગલના પરત કુવામાં નાંખી દીધેલો છે, પણ તે ખુંન કરનાર અને તેને એમ ફેંકી દેનાર આએ મુજી બચ્ચો માહરા બસથી બચીને હવે કાંહાં જવાનો છે ?"

તેહમી એ સઘળું સાંભળતાં એક ધીમી ચીસ સાથે ગુમરી ખાઇને નીચે પડતી હતી, પણ રૂસ્તમે તેને પોતાના હાથમાં ઝીલી લીધી.

"તું કેમ એની સાથે એટલી હેમક ને ઘેલી થાયછ, તેહેમી ?" તેણે લગાર ગુસ્સાથીં કહયું. "એ ડોસો તો મૅડ છે. આએ કંઇ બી ગંભીર ઘોંટાલો થયલો લાગેછ."

મેહલ્લી પોતાના છોકરાઓ ભણી ફરયો.

" ચાલો, છોકરાઓ, આપુને તે બાજુએ જલદીથી જઇ

ને તલ્લાસ કરવી જોઇએ," તેણે ઠરાવથી કહ્યું. "મને તો કાંઈ સમજજ નથી પરતી."

સારાંશ, એક લેહજામાં બતીઓ તૈયાર કરવામાં આવી, અને માણસો અને છોકરાઓ સાથે મેહલ્લી એકદમ, ઓવર-કોટ પહેરીને, પોતાના લગભગ ભાગેલા હાથ સાથે કલતર અને જેહમત વચ્ચે ઘરમાંથી બાહાર પડયો

રૂસી બી સાથે ગયો, અને બજી બી પાછલ ઘસડાયો. તેને પણ એજ જોઇતું હતું. સોહલી હજી જીવતો હતો કે ખરે-ખર મરીજ ગયો હતો તે એ રીતે એક વાર નકકી કરી લેવા તે બુઢ્ઢો પણ હવે ખંતી બન્યો હતો.

કંઇ પણ ઘોંટાલો થયો હતો એ બાબે તે બધાંની તમામ ખાત્રી થઇ ચુકી હતી. રૂસીએ તેની સાથે થયલી હોજાતોજી અને હાથચાલાકીની બધી વાત ટુંકમાં બયાંન કરીને કહી દીધી. તેણે અત્યાર તક ઘરમાં કોઇને સહવારની જુંબેસની વાત કહી નહીં હતી, પણ તે રાત્રે સુવા જવા આગમચ તે પોતાનાં માબાપ અને તેહમીની આગલ તે બધી વાત જરૂર કરવાનો હતો.

એટલાબાટે પછીથી સોહલી ઘરે કેમ નહી જઈ શકયો તે એ બધાંઓ માટે એક ઉખ્ખાણું થઈ પડયું. બજીનાં માણ-સોથી તેહકીક કરતાં મેહલ્લી અને છોકરાઓએ એ તો જાણ્યું ને જોઇ લીધું કે બજીના વહેમ બેવજુદ ન હતા. તે પડત કુવા આગલની ખણાયલી ખોદાયલી જમીન, ઘોડાનાં પગલાં, ભાગેલી વાડ એ બધું સોહલી તે કુવામાં પંડેલો હોવાની ઘણી મોટી હદ સુધીની શાહદતો પુરવાર થતી હતી, અને ત્યારે તે

ગરીબ જવાન અંદર હતો કે નહી તે તલ્લાસ કરી લેવાનું અવ્વલ જરૂરનું હતું. તેઓ, તેથી, ગયા.

પણ તેઓ જવાને વાસ્તે બાહર નિકળ્યા તે દરમ્યાનમાં મેહલ્લીએ પાછું ફરીને જોતાં અજાએબી વચ્ચે તેહમીને તેમની પુઠે ધસડાતી આવતી જોઇ. તેણે, એ ઉપરથી. ઘણો ગુસ્સો કીધો, અને તે છોકરીને ઘણી સખ્ખત ધમકાવીને ઘરમાં પાછી જવા હુકમ કરયો તેહમીએ તે, એમ છતાં, માન્યું નહીં. આંસુભરી આંખો સાથે હાથ જોડીને તેણીએ પોતાના બાપ કને રજા માંગી લીધી "હું ઘેરમાં ફીકર અને અધી-રાઇથી તમે આવશો તેટલાં મરી જવસ, પપાજી," તેણીએ માંગી લીધું; "જો-મને આવવા દેઓ? હું તમારી સાથે હોવસ તોજ મારી હીમ્મત ટકસે તે રેહસે."–અને ત્યારે છોકરાઓએ બી ઓંહસ કરવાથી મેહલ્લીએ અંતે તેને માથે શૉલ વીંટાલાવી લઇને પોતાની સાથે આવવા દીધી.

એ પછીથી તે બધું સ્હાજન મ્હાજન તે પડત કુવા તરફ ચાલ્યું. તે આદમીઓનું એક નાધલું જેવું લશ્કરજ બન્યું હતું! મેહલ્લીનાં અને બજીનાં માણસો પુરતી સંખ્યામાં તેમની સાથે હતાં. તેઓએ વળી સાથે પુરતી ટપ્પર જેવી મોટી બલતી મસાલો ને બતીઓ લીધી હતી, અને એ મુજબ બધાં દઘાયલાં, બીહધેલાં, ફીકરમંદ, આતુર, ઉતાવલે ચાલતાં તે પડત કુવા નજદીક આવી લાગ્યાં.



# પ્રકરણ ૨૪ મું.



તેઓ કશુંજ સાથે લેવાને ભુલ્યાં ન હતાં મુંબઈને લગતી બધી શેહેરી ફીશ્યારીઓ અને ઐયાસીપણાંથી અલગ, પરાંઓ અને ગરગામડે વસવાત કરવાવાલાં મેહેલ્લીનાં કુટુંબની ફીસમનાં આસામીઓ એવી વખતે વધારે સાવધ અને સાહુ-ચેત પુરવાર થાય છે, જેથી તે પડત કુવાની ઓરદુમાં જ્યારે તે બધું લાહુલશકર તે સાહલેસ જવાનની શોધમાં પોંહોંચી ગયું ત્યારે ઘરડા બજીએ, પોતાના આટલા બધા ફફડાત છતાં, અરધી અજાયબી અને અરધી ખુશાલી વચ્ચે જોયું કે કુવામાં આદમીઓને ઉતારી તેહકીક કરવા થકી મેહેલ્લીના કેળવાયલા દીકરાઓ પુનનાં લાંબા દોરડાં વગીક સાથે લેવાને ભુલ્યા ન હતા.

મેહેલ્લીએજ આગેવાની લીધી. તેણે તુરત ઘટીટ હુકમો આપવા માંડયા, અને બધું તે હુકમો મુજબ તે પછીથી તાબ-રતોબ થતું આવ્યું.

“કુવામાં કોણને ઉતરવું છ?” તેણે એ દરમ્યાન પુકા-રયું; “હું કમ્મરે દોરડું બંધાવીને ઘણી સંભાળથી ઉતરાવસ. અબદુલ, તુને હીમ્મત થશે?”

“અબદુલનું કામ નથી, પપાજી,” રૂસીએ ઝટ હીમ્મ-તથી કુદીને આગળ પડતાં ને આગળ થતાં કહયું; “એ માહરૂં કામ ને માહરી ફરજ છે, અને મને કુવામાં ઉતરવાની જરા બી બીહીક નથી. માહરી કમ્મરે દોરડું બાંધો, અને મનેજ નીચે ઉતરવા દેઓ હું પછી દોરડું હીલવીને નીચેથી

ઇસારત આપું કે તરત મને પાછો ઉપર ખેંચી લેજો. ફકત માહરી સાથે મને અંદરનાં અંધારાંમાં મદદ થવા પુરતો ઉજાસ મલે એવી તેજ બતીનાં એક બે ફાનસ નીચે ઉતારવાની ગોઠવણ થવી જોઇએ."

બજી એ સાંભળીને એક દીવાનાના તોરથી-સાંભળતાં ખરેખર કાનને કમકમાત ઉપજે તેવી કીસમે-હસી પડયો.

"હા, એમજ ! એમજ !" તેણે એવી રીતે હસીને આગળ પડતાં કહયું; 'એ ખુંનીની કમરે નહીં પણ એનાં ગરાંમાં ફાંસો નાખો, ને એને કુવામાં અરધોક ઉતારીને દોરડું હાથમાંથી મુકી દેજો. એને બી તેજ મોહતે મારવાથી આપુને બધાંને વધારે મજાહ ને સબકરાર આવશે."

મેહેલ્લીએ તેને મોટા તીરસ્કાર સાથે હડસેલો મારીને પોતાની આગળથી દુર કીધો.

"મને એ તાહરો વિચાર ગમતો નથી, રૂસી," તેણે તે પછી પોતાના બેટા ભણી ફરીને કાંઇક ગુસ્સાથી કહયું. "એ આપરૂં કોઇનું કામજ નથી. જેનાં કામ તેજ કરે. ફકત અબદુલને કે અમદુને-અથવા ગમે તો એ બેઉને એકકી વારે નીચે ઉતારવા વાસ્તે દોરડાં બાંધીને તૈયાર કરો."

"પપાજી," એવામાં નરમ નરમાસભર્યાં ખરી વિનંતી અને કાકલુદીના એક મીઠા અવાજે પછવાડેથી કહયું-અને બધાંએ ચમકીને તે વાંસલી જેવા મધુરા સરોદથી બોલનાર તરફ જોયું તો તે સુંદર તેહેમી પોતે હતી !

"પપાજી," તેણીએ માંગી લઇને કહયું, "જો-માહરી એટલી કાકલુદી કબુલ કરો, ને અબદુલ ને અમદુને રેહેવા

દઇને તે લોકને બદલે અમો બેઉ ભાઇ બેહેનનેજ સાથે નીચે ઉતરવા દેઓ ? અમે બે સાથે નીચે ઉતરશું તો કોઇ બીજાનું કામ પરવાનું નથી. ઓ, કેવો માહરો જીવ અધીરાઇથી બધો નીકરી નીકરી જાયછ ! કેવાં માહરાં હારેહાર ધ્રુજીને મને ઠંડીનાં સબલખાં ભરાયછ !"–અને ખરેખર તે છોકરી તનબદનમાં હુલેખરે હલેખરાં ઉડી જાય તે કીસમે ધ્રુજતી ઉભેલી નજરે આવતી હતી !

તે બાપે, એમ છતાં, તેનું એ બેહુદું બોલવું સાંભળી તરત એક સખત તરારો મેલ્યો, અને તેહમી ત્યારે થથરી ગયલી તેજ પલે ગુપચુપ પાછલ હટી ગઇ.

"ચાલો–બોલો, કોણ નીચે ઉતરેછ ?" તે પછી મેહેલ્લીએ પાછો પુકાર કરયો.

"આએ !" બજીએ જવાબમાં કહયું, અને એક આંખના પલકારામાં–ઉંઘાડી આંખ બંધ કરી શકાય તેટલાજ વખતમાં–તેણે કુવાની કોરપર બેદેહસ્ત કમ્મરે હાથ દઇને ઉભેલા રૂસ્તમને આગળ ધસી આવીને એકદમ એક દયાહીણ ધકકો માર્યો–એવો કે પાસે ઉભેલા તેના ભાઇ નોશીરે જો અતીઘણી અજબ જેવી સમયસુચકતા રાખી તેને તેજ ઘડીએ પકડી નહીં લીધો હોતે તો રૂસતમના દિવસો તે ને તે ઘડીએ ગણાઇજ ચુકયા હોત !! પણ માલેક રાખનાર ને બચાવનાર હોય તો મારનાર જખ મારે છે. તે જવાંન ખરેખર એક મોજેજાથીજ બચી શકયો, અને તે દીવાના ડોસાનો એ ખુંની કરતુ જોતાં મેહેલ્લી તમામ હબતી અને થથરી ગયો.

"એ દીવાનાને પકડો–બાંધો–કેદ કરો !" તેણે ગગડાત કરયો,–અને બીજીજ પલે તેનાં માણસો તે ખુંનપર ચહડેલા

ચરડા વાંદરપર તુટી પડયા, અને તેના હાથપગ બાંધીને, તેના અનેક બુમબરાડા ને અફડાતફડી છતાં, તેને એક ઝાડની બોરડુમાં કેદ કરી મેલ્યો, કે જ્યારે તાજુબ કે તેના પોતાના માણસો પણ મેહેલ્લીના માણસોની સામે થવા જેવી કશીજ તેની દસ્તગીરી કરી શકયા નહી.

સૌ તેનો એ સરબસર ખુંનખાર એરાદો જોતાં થથરી ગયાં, અને તેનાપર એકદમ હદવાનાના ખફા થઈ ગયાં હતાં, જેથી ધીરજથી કામ લેવાને સર્વને સુઝ પડી શકે એટલા વાસ્તે એ "કજયાનાં કાલબુદ"ને રસ્તામાંથી દુર કરવા જેવો મેહેલ્લીએ તેનો રસ્તો કરી નાંખ્યો તે સર્વ કોઇને એક અવાજે ઘણું ગમ્યું.

અને તે પછીથી આદમીઓને કુવામાં ઉતારવાની બંદોબસ્તીઓ કરવાનું પાછું હાથ ધરવામાં આવ્યું, કે જ્યારે થોડીક વધતી ઓછી તકરાર પછી અમદુ અને અબદુલને સાથેજ નીચે ઉતારવાનું એકમતે નકકી કરવામાં આવ્યું તેઓએ, એ ઉપરથી, તે બંને મુસલમીન નોકરોની કમ્મર આસપાસ મજબુત દોરડાં બાંધી લીધાં, અને તે પછી બતી પણ લગોલગ સાથેજ નીચે ઉતારીને તે હીંમતવાન મેહેમોદનોને ઘણીજ સંભાળ વચ્ચે નીચે ઉતારવામાં આવ્યા

નીચે—નીચે—નીચે! તેમને ઉતારનારાઓ બી બધા તેવાજ ખડતલ અને ખરા જંગી જવાંનો હતા. કશી બી પાળ વીનાની તે પડત કુવાની કીનારીપર ઉભા રહીને તે જીવતો બોજ દરેક સંભાળ વચ્ચે નીચે ઉતારવાનું કામ પણ કાંઈ રીતે કાંઈ સેહેલ ન હતું. તે ઉતારનારાઓ પોતે અંદર ઉઠલાઇ પડવાનો જોખમ પણ તેટલોજ જીવસતોસત અને ગંભીર હતો,

મગર એ દીલાવરીનાં કામ માટે તે ઉપરના આદમીઓ પણ તેટલાજ સાબુતકદમ અને દીલેર હતા. તેઓએ જાણે પોતાનાં કદમો એક ખડક જેવીજ ઓસ્તવારી સાથે જમીનમાં ગારી દીધાં, અને ત્યારેકેડે એવી તો તરકીબથી તેઓ અમદુ અને અબદુલને નીચે ઉતારતા હતા કે આસપાસનાંઓ તે તમાસો જોતાં દંગ થઇને પોતપોતાની અકકલથી જાણે હેરત રહયાં.

નીચે—નીચે—નીચે! પણ તેઓને અરધા કે પોણા નીચે ઉતરવામાં આવ્યા પછી તેઓએ બંનેએ અંદરથી "સબર! સબર!"ની એકદમ બુમો પાડી.

તે ઉતારવાવાલાઓ એકદમ થોભી ગયા.

અને એ વખતનો મનોહર તેહેમીનો ગભરાત અને તેણીની પોતાની હદવનાની આતુરતા ને અધીરાઈ કયા કલમથી બયાંન કરી શકાશે? અધીરાઈ તો ત્યાં ભેગા મળેલાં એકેએકને હદ-વનાની હતી, પણ તે મધુરી માહબુબની અધીરાઇ હદપાર બેહદ હતી. તે પોતાનાં તન બદનનાં ધુજતા અવયવો સાથે છેક કુવાની કીનારીપર ટીંગાઇને અંદર ડોકાવતી ઉભેલી હતી, ને દરેક પળે અંદર કુદી પડવાની પોતાની દીવાંની ઉલટ તે માહબુબ ખચ્ચીતકરીને ઘણી મુશકેલીથીજ દીલમાં સમાવી શકતી હતી!•

---

## પ્રકરણ ૨૫ મું.

"સબર! સબર!" તે પડત કુવાનાં ઘમઘોર બંધ્યારપણાં અને બીહામણાંપણાંનાં ઉંડાણમાંથી અચબુચ અવાજો સંભ-ળાયા, અને તે ઉતારવાવાલા બધા થોભી ગયા.

"કાંય, શુ છે?" મેહેલ્લીએ પુકારીને પુછ્યું.

"અહીં ઉપરજ પરેલો છે," અંદરથી જવાબ આવ્યો.

"પણ જીવેછ કે?" બધાંએ જાણે એકકે અવાજે જીવ જીકાતી નાખીને પુછ્યું.

"જરા થેરો, જોઇએછ," અંદરથી પાછો જવાબ મલ્યો.

ઓ, તે શંકાશીલ પલો! તેહેમીને માટે તો તે દરેક પલ એકેક જમાનોજ હતો!

"અમુને તો કંઇ સમજ પરતું નથી," કુવાની અંદરથી જરા વારે પાછું કહેવામાં આવ્યું. "ખોદા જાણે તદન બેહોશ છે કે મરી ગીયોછ! અમોએ એને ઘણી સંભાળથી હાથમાં ઉંચકેલો છે; હવે તેટલીજ સંભાળથી અને ઘણા આસ્તે આસ્તે અમોને પાછા ઉપર ખેંચી લેઓ."

મેહેલ્લીએ એ દરમ્યાન મારતી ગાડીએ નજદીકમાંથી કોઇ બી ડાકટરને તરતજ બોલાવી લાવવા એક આદમીને દોડાવ્યો, કે જ્યારે તે અરસામાં, બીજા હાથપર, પેલા અંદર ઉતરેલાઓને તેમના હાથ માંહેલા તે બેકીંમતી બોજ સાથે ઘણાજ ધીમે ધીમે અને બની શકે તો બેવડી સંભાળ વચ્ચે પાછા ઉપર ખેચી લીધામાં આવ્યા, અને તેઓ બધા ઉપર આવી શકયા ત્યાં સુધી તે કુવાની પાલ સમક્ષ ભેગાં થયલાંઓએ ગોયા દમ લેવાનું પણ મોકુફ કરયું હતું!

સોહલીને હવે ઉપર લાવવામાં આવ્યો, અને તે ચોગાનમાં બોદાડવામાં આવ્યો, કે જ્યારે તેની આગળ ફસડાઇ પડીને તેની છાતીપર હાથ મેલી તે જીવતો હતો કે નહી તે બાએ પોતાની સૌથી પહેલી સુખકારક અને મુબારક ખાત્રી કરનાર તેહેમીજ હતી!

તે છાતી ધીમી ધડકતી હતી. ધીમી–ઘણીજ ધીમી ! તે નજદીક બાર કલાક તુલક તે પડત કુવામાં બેહોસ પડી રહયો હતો, અને ખરેખર તો ધીમે ધીમે તે વાહલા જવાંનનો દમ આખરજ થતો આવતો હતો !

અમદુ ને અબદુલનાં કહેવા મુજબ તે કુવાનું ઉંડાંણ સીધી લીટીમાં ઉતરતું ન હતું. જગેજગ ટેકડાઓની ફીસમે બહાર નીકળી આવેલી થોડીક ખડબચડી જગ્યાઓ હતી, કે જે વરસોથી પડત પડેલી પથ્થર અને ઘાસથી ભરાઇ ગઇ હતી. એટલા માટે પાક ખોદાએ પોતાની પાંખમાં ઝીલી લીધો હોય તેમ અરધેક રસ્તે અંદર ગબડવા પછી સોહલી એવા એક ટેકડા ઉપર સુભાગ્યે ઝીલાઇ રહયો હતો ! જો તે છેક નીચાં-ણમાંનાં ઉંડાણમાં પડતે તો એક બી સંદેહ વગર નીચેના પથ્થરોપર અફલાઇ જવાથી તેનું તત્કાળીક મરણ નીપજતે; પણ જેને દાદાર રાખે તેને કોણ ચાખે ?

ડાકટર બીલકુલ સવેલા આવ્યો. તે નાયગામ તરફનો એક જાણીતો ફીરંગી ડાકટર હતો. તેણે સંભાળથી સોહલીને બધો તપાસ્યો તેહેમી તેનું માથુ એ વેળાએ પોતાના ખોળામાં લઇને બેઠેલી હતી.

પોલીસ પણ એટલામાં આવી ચુકી હતી, અને ઘટતી પુછપરછ તેહકીક અને મદદ કરતી હતી પોલીસ એંબ્યુલન્સ પણ મંગાવી લેવામાં આવી હતી.

ડાકટરે મત આપ્યું કે સોહલી ખરેખરા જોખમમાં હતો. તે હજી જીવતો હતો ખરો, પણ એકાદ બે કલાકમાં આખર થાય તેવીજ હાલતમાં તે બીચારો મરતો જીવતો હતો

તે તેનાં તનબદનમાં ઠેકાણે ઠેકાણે છુંડાઇ છરાઇ ગયો હતો; અને ઠેકાણે ઠેકાણેથી ધીમું લોહી ઝરફ્યા કરતું હતું.

તેને તેના બાપીકા બંગલામાં ખસેડવાનું તો કેવળ અશકત હતું. તેને મેહેલ્લીએ, તેથી, તેનાં પોતાનેજ ત્યાં લઇ જવાની એકદમ દરખાસ્ત રજુ કરી, મગર બજી તે કેમ ખમે ? તે તો હમન થમન સાંબો થયો; પણ તેની બકવાતપર ધ્યાન આપવા જેટલી ધીરજ અને ફુરસદજ કોણને હતી ?

ઘણીજ સંભાળ અને તજુમલથી તે પછી સોહરાબને પોલીસ એમબ્યુલન્સની ગાડીમાં ઓઢાડી પોઢાડીને મેહેલ્લીને બંગલે લઇ જવામાં આવ્યો, અને ત્યાં જઇ લાગવા પછી તરતજ મેહેલ્લીએ તો રાતોરાત મોટા ડાકટરોની દરેક દોડ પોંહોંચાડી. તેણે મોંઘી અને મોટી ફીઓ ખરચીને એક નહી પણ બબે ત્રણ ત્રણ મોટા મોટા ડોકટરો તેડાવી લીધા. તે હેતવંતા કાકાએ તે જવાંનની બીમારી પછવાડે દુલ્લાં દીલથી જર કે જેહમત ખરચવામાં કશીજ કચાસ થવા દીધી નહી. તે અત્યાર તક પોતાના એ ભત્રીજાના સમાગમમાં મુતલગ અને કશોજ આવ્યો ન હતો, પણ તેહેમીનાં તેને માટેનાં હદપાર હેત અને રૂસતમે તેને લગતી બધી વાત કહીને તેના સદગુણોની કરેલી સ્તુતી અને આપેલી પુરતી પીછાંણને લીધે તેનાં મનમાં તે વાહલા જવાંન માટે ઘણું હેત અને માન બરપા થયાં હતાં.

ઘેલો બજી તે રાત્રે છેક મોડેથી પોતાના મુકાંમપર પાછો ફરયો, અને વલતી સહવારને પ્રહર, વળી, ભીખઇ અને રતઇ સાથે મેહેલ્લીને ઘર ઘસડાતો તણાતો પાછો આવ્યો. જે ઘરનું નામ તેને જબાંનપર લેવું ન હતું, જે "પલીદ મકાનમાં"

પોતાનું કદમ તેને એક પલ બી ઠરાવવું ન હતું-જે ઘરનાં આખો દાના તેને મન હરાંમ અને ઝેર હતું ત્યાં રેહવા અને થોભવાની તેનાં ગલાંમાં આ ફીસમની તેને મનસે સરજતે એક ફરજ્યાત આફતની ઝુસરી ઓલવી દીધી હતી! એકાદ બે પખવાડયાં તક સોહલીને ત્યાંથી હવે ખસેડી શકાય એમ સંભવતું ન હતું!

ભીખઇનો પણ જીવ નીકળી ગયો હતો, આખર કરે પણ તે તેની જણેતા હતી. બજીને આવતાં વાર લાગી તેટલાંમાં તો તેણે વધતી આવતી અધીરાઇ વચ્ચે મેહેલ્લીનાં મકાનપર રાતોરાત ચાર માણસ દોડાવ્યાં હતાં, અને બજી છેક મોડી રાત્રે ઘેર પાછો ફરયા પછી જ્યારે તેને જે બન્યું હતું તેની બાતમી મલી ને સહમજણ પડી ત્યારે ઇનસાફને ખાતર કેહેવું ઘટે કે તે તો રાતોરાતજ મેહેલ્લીને ઘરે જવા બઝીદ અને તૈયાર પણ થઇ હતી, પણ ઘરડા બજીએ માન્યું નહી અને રજા આપી નહી.

પેલા હાથપર મેહેલ્લીવાલાંઓએ પોતાના કાકાવાલાંઓની મન મુકીને દરેક આગતાસ્વાગતા કરી. આવા કરમઅભાગ્યા સંજોગોમાં ફકત એકલા એક તે કસાઈ સરખા ભાઇ બજી સિવાએ બધાં કજ્યાનું મોંહ કાલુ કરીને અરસપરસ દોસ્તીમાં મનાઇ અને મલી ગયાં હતાં.

બજી નહી. બજી બીલકુલ નહીં!

સહવાર સુધીમાં ખુદાની બક્ષેશથી સોહલી હોસમાં આવ્યો, અને ગઇગુજરીની તમામ યાદ થતાં અને હાલમાં પોતે કયાં હતો તેની સહમજણ આવતાં તે પોતાની આવી ભયભીત બીમારી છતાં એક વાર ઘણા મીઠા થી ફીકકું હસ્યો.

ડાકટરો વટીક તેહેમીની રંજ, ખંત અને જેહેમતથી તાજુબ થયા. તે બીમારની પછવાડે પોતે પણ સખ્ત બીમાર થઇ જવા જેવી હદ સુધીની પોતેજ ખંતીલી માવજત કરવાની તે બોહોંસીલી છોકરી હઠ લઇ બેઠી. એકી વારે બબે નર્સ વારાફરતી સોહલીની ખીદમતમાં મોજુદ હતી, પણ એક પાસબાન ફીરેસ્તાની અદાથી તે છોકરીએ તે બીમારની સંભાળ લીધી અને લેવડાવી! ખરેખર તો સોહરાબને લઇને ચાલતો થવા આવેલો અજલનો ફીરેસ્તો એ પાસબાનીના મોહબતમય ફીરેસ્તાથી માહત થયલોજ ત્યાંથી નાઉમેદ પાછો ફરેલો હોવો જોઇએ!

જ્યારે બજી બીજી સહવારે પોતાના બીમાર બેટાનાં બીછાણાંને પડખે આવ્યો ત્યારે તે જવાંન ઘણો નાતવાન છતાં પુરતી સુધ્ધીમાં હતો, અને પાસાંમાં બેઠેલી તેહેમીનો કોમળ કર તેણે મજબુત પોતાના હાથની બાથમાં પકડયો હતો.

"કાંય, કેમ છે?" બજીએ આવીને આવતાં સાથે તેની આગલ જઇ અરધું ગુસ્સાથી અને રીસાયલી અદાથીજ પુછયું.

"બૅટર છેઉં, પપા," સોહલીએ નરમાસથી જવાબ કરયો; "પણ માહરી પાસે બેસોની? મને જરા કેહોની કે હવે બી આય તેહેમીને માહરી બનાવા તમે રજા આપશો કે નહી?"

"કદી બી નહી–કોઇ કાલે બી નહીં," બજીએ અસલ જેટલાજ જુસ્સાથી જવાબ કરયો. "એવાં ખુની અને કમીનાંઓને હું માહરાં વહેવાઇ કરૂં? તું જો તો ખરો—હું એક બે દહારામાં પેલા ખુંની દુકતા રૂસ્તમને પકરાવીને જેલમાં ધકેલાવી દેવાનીજ ગોઠવણો કરૂંછ."

સોહલી હસ્યો.

"શાંને વાસ્તે?" તેણે પુછ્યું; "એ લોકોએ બધાંએ મને ઉગારયો ને બચાવ્યો તેની સજામાં કે?"

"પણ હેમક ગધેરા, તુંને ધકેલો મારીને કુવામાં ફેંકી દેનાર તો એજ ચંડાલ કેની?'

"બીલકુલજ નહીં, પપાજી; તમારી તદન ભુલ છે," સોહલીએ નમ્રતાથી સમજાવ્યું.

"ત્યારે કોણ?"

"તે તો કોઇ લુચ્ચા જેવા દેખાવનો પારસી પોશાગીર હતો," સોહરાબે ખુલાસો કરયો.

"પારસી પોશાગીર મુવો! તે કોણ?" ભીખઇએ ઘણી અજાયબીમાં પુછ્યું. ભીખઇ અને રતઇ પણ, અલબત, એ હોજાતોજી દરમ્યાંન ત્યાંજ-સોહલીનાં બીછાણાં આગળ-બેઠેલાં હતાં.

"હું નહીં જાંણતો, મમા," સોહલીએ કહયું; "કોઇ ગામરેનો જેવો હતો, ને આય આપરી રતન સાથે માહરાં અદરાવાની જુડી જુડી ઉમથી માહરીપર કંઈ ઘણો ઉસ્કેરાયલો ઉતો."

રતઇ હુદવનાની ફીકકી પડી. તે માતાએ ગભરાઇને તેણીની ભણી જોયું, અને ત્યારે તે છોકરીનું પાણીઉતાર થવું અને અકરવકર બ્યાંન કરીને સહમજાવા કરતાં વધારે સેહેલથી વાહલાં વાંચનારાંઓ પોતેજ બેશક સહમજી લઇ શકશે.

## પ્રકરણ ૨૬ મું.



તેણીને (રતઇને) તો આ જાતની ખસ્તેખુહારીનો ખ્યાલ અથવા સ્વપનો એ ન હતો. દોલુ દુધપાંરૂ છેલ્લો તેણીની સાથે કજ્યો કરીને ગયો ત્યારે તે એટલી હદ સુધી હેમક થશે, અને તેણે તેને ધમકી આપી રાખી હતી તે મુજબ તે ચાલ્યો ચાલ્યો સોહરાબનો જવાંન જાંન વટીક લેવા તૈયાર થઇ જશે એવા ભયભીત મામલાની તેણીએ કશીજ વકકી રાખી ન હતી. એટલામાટે જ્યારે સોહરાબે માંદગીનાં પોતાનાં બીછાણાંપરથી તેના બાપના સવાલના જવાબમાં પોતાનાં માબાપને સઘળો ખરો ખુલાસો કહી સંભળાવ્યો, અને રતઇ સાથ પોતે અદરાયલો હોવાની અફ્વાને લીધેજ તે કોઇ લુચ્છો પોસાગીર તેની સાંમે એટલો ઉસ્કેરાયો હતો એમ જ્યારે તેણે કહયું, ત્યારે તે પોરી અતી ઘણી હબતી ગઇ અને જંખવાની પડી તેમાં અજાયબી એકે ન હતી.

મગર લુચ્છી ભીખાઇએ તેજ બુધ્ધિથી તરત જોઇ લીધું કે આ બધું કાંટાંનું કટેસર થતું હતું, કેમકે રતઇ એવા હીન્નાછીન્નાઓ સાથે મલતી ભેટતી હતી એ કીસમનું પોગળ જો ઉંઘાડું પડે તો ઘરડા બજી આગળ તેને લજવાઇને મરવું પડે; એટલે તે ગણત્રીબાજ અબળાએ અજબ જેવી સમય-સુચકતા અને સીફ્તથી તરત વાત ઉલટાવીને ફેરવી નખાવી.

"ચાલ, ચપી જા, માહરો બાપ કરૂં," તેણીએ તે બીમાંર જવાંનનું માથું પસવારીને કહયું. "એ બધી વાત પછી થઈ રહેશે. તે કોણ મુવો એ માથાંનો એવો દેવેનામ દેવ નીકરી આયોછ

તે વાતની તાહરા બાપ બધી તલ્લાસ કરયા કરશે હાલ તુરત તો તું તો તાહરે પાછો મીટ કરીને પોહોરી જા. તુંને જરા બી વાત કરાવા કે ઉસ્કેરાવા દેવાની, તાહરા કાકા કેહેતાતા કે, ડાક્ટરોએ સખ્ખત મના કીધેલી છે."

અને બજી પણ ચુપ રહયો. તેને તો સોહલીનું કહેલું કાંઈ સહમજજ પડી શકયું નહીં, પોસાગીર કોણ ને વાત શી? તે ઘરડા વાંદરને તો ફકત સહમજમાં સહમજ એટલુંજ પડી શકયું કે સોહલીના જવાંન જાનપર ટાંપનાર—તે હરખ-ભેર ગણત્રી અને ઉમદ કરતો રહયો હતો તેમ–રૂસ્તમ હતોજ નહી; અને એ બાતમી મલતાં ને ઘરડા વાંદરનાં મુવેલાં માબાપ જાણે નવેસરથી અને પાછાં ફરીથી મરી ગયાં!! તે ખરેખર નાઉમેદીથી એટલો બધો ડઘાયો અને જખમાયો કે રતઇને લગતો તે પોસાગીર કોણ તે પણ સોહલીને પુછી લેવાનું તેને મુતલગ ભાણ થયું નહીં, અને ત્યારે ભીખાઇએ તેની એ એખબરીનો લાભ લઇને તે વાત તુરત વેળા તો ઉપર મુજબ ઘણી સીફતથી ઉડાવીજ દીધી

તેહેમીને પણ તે ગમ્યું. સોહરાબને એટલી બધી વાત કરાવામાં આવતી હતી તેથી તે ઘણી મનથી વીહીલી વીહીલી પડતી હતી, અને તેથી આ તક મલી જતાં તેણીએ બજીને બજીદ થઇને બહેકે હસ્તાં હસ્તાં પોતાના ન્હાના ન્હાના હાથોએ તેનું મોહું દાબી દઇને ફરજ્યાત ચુપ કીધો.

મગર. એમ છતાં, બજી મુતલગ મનાયો નહીં. તે પોતાને ઘર બેવડા ઠરાવથી પાછો ફરયો કે જાન જાય તો બલાસર, પણ તેણે સોહલી ને તેહેમીનાં લગનને વાસ્તે પોતાની બાહલી કદી આપવીજ નહીં! તે કસાઇ જેવો કરપીણ ભાઇ મેહેલ્લીનો

સદાનો શત્રુ હતો અને તેને હંમેશનો ધીક્કારનાર હતો, પણ બની શકે તો ગઇ રાતના એ બનાવ પછી હવે તે ગરીબ મેહેલ્લીનો વધારે ને બેવડો શત્રુ થઇ લાગ્યો હતો, સબબ મેહેલ્લીના દીકરાઓ તેની આંખમાં ઘણા ખુચ્યા. તેને ત્યાં તો નામ દેવાનો ફક્ત આ એકજ દીકરો હતો, કે જ્યારે મેહેલ્લીને ત્યાં તો તે કેહે તેમ—"ગોધા જેવા જોરેમંદ" મેહેલ્લીનાં માથાં ઉપર વારેના ચાર ચાર દીકરાઓ તેની બાજુ થઇને ઉભેલા હતા, અને તે વાત મેહેલ્લીનો વધારે કરડો શત્રુ થવાને વાસ્તે તે દીવાંનાને એક ઓર બી વધારે જોરાવર કારણ થઇ પડયું! તેને ત્યાં તો એકજ દીકરો, અને જો તેને કંઇ કશું થયું તો આય ગીધની કાંની ટાંપીને પંકાઇ રહેલા મેહેલ્લીવાળા "ચાર ચાર ભુખરીઓ" પેટપર હાથ પસવારીને સોહલ્લીનો વારસો જમી જવા દાંત ઘસતા તૈયાર બેઠેલા હતા, કે જ્યારે વળી મેહેલ્લીને ત્યાં તો એક મરે તોબી હજી એક બે ને ત્રણ બીજા બાર હાથ ને બત્રીસ દાંતના દેવબંદો બાકી રહી શકે એમ હતું!! એ ઉપરાંત મેહેલ્લીની બઇરી થતી પણ તેની છાતીમાં ઓછી ખુંચતી હતી તેમ ન હતું. કેવી નમાની—કેવી ભલી—કેવી સુંદર કેવી સાહલેસ—કેવી હુશયાર!! તે કુટુંબ કબીલાવાલાં મોટાં ઘેરના રાહનુમા ફીરેસ્તાની અદાથી તે ત્યાં હુકમો આપતી અને તાબેદારીભરયું કામ લઇ શકતી જણાતી હતી! તે વળી પોતાના ધણીપર જાંનોનીસાર મરવા-વાલી હતી. અરે, બજીએ બલાપાથી માથું કુટયું કે તેની બીખઇ અને મેહેલ્લીની બીડાં વચ્ચે તો બેહેસ્ત દોજખ જેટલો તફાવત એક આંધળો વટીક જોઈ શકે તેમ હતું!

તે બુદો એટલામાટે અદેખાઇથી જલી ગયો. ત્યાં બધુંજ

તેને જલાવી નાંખવાને જોરએ તે કરતાં જ્યાદા હતું. તે બચરવાલ માબાપનું એક કેવું સુખી ને સંપીલું કુટુંબ હતું! કેવું કેળવાયલું!! જ્યારે બજી ભાભરા ભુત જેવો છેડાયલો અને ખીજવાયલો સોહલીનો પત્તો મેળવવાની મકસદથી મેહેલ્લીને ઘેર પોંહોંચ્યો ત્યારે તેહેમી-તેણે જોયું હતું કે-પ્યાનાપર બેઠેલી હતી, અને રૂસ્તમ તેનાં મ્યુઝીકનાં પાંના ફેરવતો તેની પડખે ઉભેલો હતો. વળી બીજા હાથપર મેહેલ્લી એક મોટી સુખકારક આર્મચૅરમા આરામથી અલેટાયલો હતો, કે જ્યારે મીઠાં તેનાં પાસાંમાં બેઠેલી હતી, અને બીજાં છોકરાંઓનો એક ગ્રુપ, ખટકે ખટકે વેરવીખેર, ધ્યાંનથી તેજ મુજબ તે મ્યુઝીક સાંભળતો અને તેની મોજ ભોગવતો ગુપચુપ બેઠેલો હતો; અને એ બધું આપણે પુછીશું કે તે કપટી આસામીને નીરાશ અને કપટથી ઘેલો કરી મુકવા શું બસ નહી હતું?

ખરૂં કહીએ તો, પેલા હાથપર, આ જે કાંઇ બધું બન્યું હતું તેથી મેહેલ્લી અને મીઠાં પણ જોઇએ એટલાં ખુશી નજ હતાં. સોહલી ગમે એવો ભલો હતો, તોપણ બજી જેવા એક માહ કપાત્ર આદમીનો તે એક દીકરો થતો હતો, અને બજીના બાયસથી મેહેલ્લી તેને પોતાનો દામાદ કરવા જોઇએ એટલો ખુશી ન હતો. તે તો અવલથીજ એ લગનની વિરૂદ્ધ હતો, અને તેહેમીને એ લગન બાબેની ધરીટ મના પણ પુરતી સખ્તાઇ સાથે તે આ આગમચ પુરતી ફરમાવી ચુકયો હતો; પણ આદમીનું ધારયું બધુંજ જો બનતું ને પાર ઉતરતું આવતું હતે તો ખુદાની ખુદાઇને જાણને અને પીછાંણતેજ કોણ? સરજત અને સંજોગોએ, તેથી, આપણે જોયું તેમ તદન નહીં ધારેલી વલાંણ લઇ લીધી હતી, અને સોહલી

બીમાર થઇને તેમનેજ ઘર સાજો થવા આવ્યો તે એક એવો સુભાગ્ય બનાવ બન્યો કે જેણે મેહેલ્લી અને મીઠાંને તેની પક્ષમાં જાંણે ફરજયાત એકદમ જીતી લીધાં,

એ વખતે લોકોમાં એ હોનારતના સંબંધમાં ઘણી ચકચાર ચાલી રહી. લોકનાં મોહનાં કોણ પકડે? લોકોએ તો એકનાં ચાર કીધા, અને ગરીબ મેહેલ્લીના જુના જખમો પાછા દુજતા અને વેહેતા બનાવ્યા. પરવારતાંને કાંઇ કામ ધંધો બી તો જોઇએ કેની? દોજખી નીદાંખોરોનો એક વર્ગ એવો આવે છે કે જેઓને કોઇનું બુરૂં બોલવામાં અથવા બોલાતું સાંભળવામાં જે કીસમની મજાહ આવે છે તેવી મજાહ જીંદગીમાં બીજા કશાંથીજ તેમને આવતી કે મળતી નથી; અને તે ઝેરી જબાંનનાં લબાડોએ બીનદેહેસ્ત બુમ ઉડારી કે મેહેલ્લી પૈસાટકાના સપાટામાં આવી ગયો, એટલે ભાઇનો દલ્લો હાથ કરવાની મતલબથી તેણે ગરીબ સોહલીનું કાટલું કાહરવા આગળ રહીને રૂસતમ પાસે તેને કુવામાં ફેંકાવી દીધો, અને પછીથી પોલીસમાં લાગવગ લગરાવીને બધું દાબ-દબાંણ કરાવી નાખ્યું. અલબત સહમજદાર વર્ગ એ હેમક વાત બધી હસી કાહડનો રહયો, પણ કીડાઓની કીસમે ઉભાઇ જતો અભણ ગરીબ અથવા ગલીચ વર્ગ એ બધું માનતોજ આવ્યો, ને તે અફવા જયારે મેહેલ્લીને કાને પુગી ત્યારે તે સ્વભાવિક ઘણું દુઃખ પામ્યો.

---

# પ્રકરણ ૨૭ મું.



એ ચરચાએ, વળી, વરસોથી વીસરઇ ગયલી પેલી બઉની આગલી બઇરી બપઇની વાતને પણ નવેસરનાં જોશથી પાછી તાજી કરી. તે જોતાં જોતાંમાં ગુમ થઇ ગઇ હતી. અને વરસોથી તેનો કશોજ પતો નહી મલી આવતાં તેને મુવેલી માનવામાં આવતી હતી તે ગડબડ ઘોટાલામાં પણ મેહેલ્લીનો હાથ સીધી રીતે નહીં તો કોઇ આડકત્રી રીતે હોવાનું તે વખતે પુરવાર થઇ ચુકયું હતું એમ પાછું છચોક બોલાતું રહયું, અને તે દરમ્યાંન ભલી મીઠાંનો સાહરો અને સપ્યારો નહીં હતે તો ગરીબ મેહેલ્લી આ ગલીચ નીંદાના બોજ તલે જરૂર હડબડી જતે એમ માનવામાં કશોજ સદેહ નથી.

સોહલી એ પછી સાજો થયો. દિવસોપર દિવસો ગબડી ગયા, કે જે દરમ્યાનની મેહેલ્લીનાં ઘરવાલાંઓની હદબાહર કાલજી અને મીઠ્ઠી તેહેમીની વગર ઠાકવેની ખંતીલી સારવાર હેઠલ તે વાહાલો જવાંન જલદીજ પાછો આબ્બો ને સમો થયો. તે એ અરસામાં જાણે મેહેલ્લીનાંજ કુટુંબનો એક થઇ ગયો હતો ! તે હરહાલ ચાહાવાજોગજ એક જવાંન હતો, અને તેથી તેના અનેક સદગુણો મેહેલ્લીને ત્યાંના એ ટુંક વસવાત દરમ્યાન બી અજવાલાંમાં આવતાં. તે ઘરનાં નાહનાં મોટાંઓમાંથી કોઇ એક પણ એવું ન હતું કે જેને તેને માટેનું ખરાં જીગરનું હેત અને માન બરપા નહી થયું હોય.

“દીકરા, તાહરા બાપની રજા લે,” મેહેલ્લી સોહલીના આતુર સવાલના જવાબમાં તેને કેહેતો હતો.

તે (સોહલી) પોતાને ઘેર જવા નીકળ્યો હતો. તે હવે સદંતર સાજો થઇ ચુકયો હતો, અને પોતાના ગરીબ કાકાને બોજો થઇને ત્યાં વગર જરૂરે ખીચડો ખાતો પડી રેહેવા, તેથી, તે પોતાનાં મનને સહમજાવી શકયો નહીં. તેણે એટલામાટે ડાકટરની રજા મેલવી લીધી હતી, અને હાલમાં તે પોતાને બંગલે પાછો ફરવા તૈયાર થયો હતો. તેને લેવા તેની જોડીની ગાડી બારણાં આગળ આવી ઉભી હતી.

તેણે કાકાને પોતાનીપર થયલો સેંહેકડોનો ખરચ ભચડી ભચડીને આપવા કાહડયો હતો, પણ તેણે તેમાંથી એક પાન-પાવલો બી લેવાને સાફ ના પાડયું.

'જેવા મને મારા પોતાના દીકરાઓ તેવો મને તું," તે હેતવંતો કાકા હસીને તેને કેહેતો હતો. પૈસા બદલ પોતાનાં ભાઇ બેહેન અને બઇરી છોકરાં તો શું પણ પોતાનો જાંન વટીક ફડયે સેર વેચી નાખવાને રાજી થાય તે કીસમનાં લોભ્યાં કમીનાંઓના વર્ગ માંહેલો મેહેલ્લી એક ન હતો; અને ત્યારે લખ્ખો હેસાંનો સાથે તે મકાંન સાજો સમો છોડી જવા તૈયાર થયલો સોહલી, ગોદમાં તેહેમીને લઇને, હાલમાં મેહેલ્લાની રૂખસદ ચાહવા આવેલો, તેઓનાં લગન માટે તે બુઝોર્ગ કાકાની રજા અને બાહલી માંગતો ઉભો હતો.

''દીકરા, તાહરા બાપની રજા લે,' એ ઉપરથી ઉપર મુજબ મેહેલ્લીએ જવાબમાં કહયું.

"માહરા પપાની રજા તો ખરીજ, ને તે હું મોરે વેહેલ્લે જરૂર મેલવી શકશ એવી મને ખાત્રી છે, કાકાજી," સોહલાએ સહમજાવ્યું, "પણ તમે, મુરબીજી કાકાજી, તમારી રજા અમુને આપી રાખશો તો અમારા જીવને બેવરી ધીરજ રેહેશે."

"ત્યારે અમારી તો જા–તુંને પુરેપુરી રજા છે," તે કાકાએ હસીને હેતથી કહ્યું, "તાહરા કરતાં વધારે લાયક જમાઇ અમોને કોઈ મલવાનોજ નથી."—અને ત્યારે તે ભલાં માબાપની રૂબરૂ સોહલીએ મધુરી તેહેમીનાં કપાલપર વાંકો વલી એક મીઠી કીસ કરી, અને પોતાને મલેલા એ મોહબતમય પરવાનાપર જાણે ત્યાં ને ત્યાં તાબરતોબ તેણે પોતાની મોહર કરી!

તે ઉલટભેર અને આશાવંત એ પછી પોતાને બંગલે પાછો ફરયો.

તને હવે ઘણી ખાત્રી અને ઘણી હીંમત આવતી હતી કે તેનો ઘરડો બાપ તેઓનાં એ ધારેલાં કાજપગરન માટે હવે તો જરૂર મનાઇ જઇ શકશે; પણ નહી? તે ભાઇ નહી પણ ખરો કસાઈ હતો, અને એક કસાઇજ પુરવાર થયો. પરવર દેગારની પેદાયશમાં તરેહ તરેહવાર રકમનાં આદમીઓ બની શકે છે, અને ખરાંજ જીદ્દી, કપટી અને ખવીસ જેવા ખારીલાં જે થોડાંક આસામીઓ દુન્યામાં ખરેખર થઇ શકે છે તે માંહેલો આય ઘરડો વાંદર એક નાતમ નમુનો હતો!

તેણે ઘણાંજ ઝનુનથી અને તેટલાજ ગુસ્સાથી સોહલીની કાકલુદીના જવાબમાં સાફ નાજ કહ્યું.

"એ આખું કુટંબ ખુંની છે" તેણે પોકારીને કહ્યું. "એ એકેકેએકના હાથ લોહીમાં લપટાયલા છે, અને તેવાં કરપીન કજાતોને ત્યાં હું તાહરી સાજવારી કદી બી થવા દેનાર નથી!"

સોહલીએ ઘણો બી સહમજાવ્યો, મનાવ્યો, પટાવ્યો, ફુસલાવ્યો—પણ સઘળું વ્યર્થ! તે બુઢો મરતાં એકનો બે નહીં થયો. ના તો વળી તે મરીને માંચરો બી ખાલી કરતો

હતો! ખુદાને ઘેરથી અમ્મરપતો માંગી લાવ્યો હોય તેમ, નજદીક હેંસી વરસની ભરતીમાં ભરાયલો હોવા છતાં, તે હજી આસાન જીવતો અને તે ગરીબ છોકરાંઓને સતાવતો રહયો હતો!

લોકો એ કારણથી ગરીબ મેહેલ્લી માટે બેવડું બુરૂં બોલવા ને ધારવા લાગ્યાં. રતઇ સાથે સોહલીનાં નક્કી થયલાં કારજની વાત તો રફ્તે રફ્તે બોલાતી હવે બંધ થઇ ગઇ, અને તેહેમી સાથનાં નક્કી થયલાં કારજની વાત વધતાં જોરથી ફાતી નીકળી, કે જયારે લોક ઘણું તાજુબ થતું કે એવું તે બજીને શું એક વેર વાલવાનું કારણ મળેલું હોવું જોઇએ કે જેથી તે બુઢો પથ્થરે મારયો પણ હજી એ વાત માટે એકમત થઇ શકતોજ ન હતો?

તેઓ ખભાં ચઢાવતાં. એજ શું પુરતી પુરવારી નહી હતી કે મેહેલ્લીનો હાથ બપઇનાં ખુનમાં ખરડાયલો હોવોજ જોઇએ?

મેહેલ્લી પોતે, એમ છતાં, ચાલી ચલાવીને એક દહાડો બજીને મનાવા ને સહમજાવવા આવ્યો. તેની શરમભરેલી બજીદાઇને લીધે બચ્ચાં બીચારાં હલાક થતાં હતાં તેથી તેનો જીવ જલી જતો હતો વાસ્તે પોતે હડધુત થવાના જોખમે વટીક તે ચાલી ચલાવીને બજીને મલવા આવ્યો.

તે સીધો પાધરો બજી બેઠો હતો તે ઓરડામાંજ ચાલ્યો ગયો. તે સારી રવેસે જાણતો હતો કે જો તે બહાર ઉભો રહીને કોઇ નોકર પાસે પોતાનું નામ મોકળે અથવા અંદર આવવાનું પુછાવે 'તો તેને મલવા થકી તો બજી જીવ જીકા-તીને તરત નાજ કેહેવડાવે!

બજી તેને, એટલામાટે, અચબુચ ને તદન નહી ધારેલો

આંગપર ધસીને પોતે બેઠો હતો ત્યાં-ને ઓરડામાં એકદમ આવી લાગેલો જોઇ ઘણું હેરત થયો. તે હબતી ગયો, અને તેને જોતાં સાથે એકદમ પોતાની બેઠકમાંથી બીજીજ પળે ચમકી ઉઠ્યો



## પ્રકરણ ૨૮ મું.



બજી એક જંગલી ભુંડની માફક ધુરકયો.

મેહેલ્લી ચાલી ચલાવીને તેને મલવા આવ્યો અને આગળથી અંદર નામ મોકળવાના સરેસ્તા મુજબના કશા બી તાજીમતવાજો વગર, તે જ્યાં બાગમાં ઉંઘડતી બારી આગળ પોતાના ઓરડાનાં એકાંતમાં એકલો ઝુફ્ણઝાફ્ણ બેઠેલો હતો-ત્યાં તક ધસારો કરતો ધુસી આવ્યો તેથી તે ડોકરો ઘણો અજબ થયો.

"હું આપરાં છોકરાંઓ વાસ્તે તમારી સાથે બે વાત કરવા આયોછ, બજી" મેહેલ્લીએ આવતાં સાથે ધેરીતોબારીતો થઇ જતાં કહ્યું. તેણે પાઘડી કાઢીને બાજુમાંની એક ટીપોયપર મુકી દીધી, અને જેમ અણબોલાવ્યો આવ્યો હતો તેમજ, બજીનાં કેહેવાની વાટ જોયા વગર, વચમાંની ટેબલ આસપાસ મેલેલી ખુરસીઓમાંની એક ઉંચકી લઇને બજીની આમચેરની લંગોલગ જગ્યા લેનાં ને ગોઠવાતાં તેણે કહ્યું, "તમારી એક નજીસ ને નજીવી જેવી જીદને લીધે આપરાં બીચારાં જુવાંન જમાન બચ્ચાંઓ નાહક હલ્લાક થાયછ! હવે એમાં હાંસલ

શું ? આપરે બધી ગેઇગુજરી અરસપરસ ભુલી જઇને મોહબતથી પાછા મલતા થઇ જઇએ. મેં જુવાંનીમાં તમારા પૈસા ઘણા ઉડાવ્યા, ને તમોને માહરાં દેવાં ઘણાં આપવા પરવાથી માહરીપર તમોને ઘણો કેહેર છુટો એ બધી માહરી તકસીર હું ખુલ્લાં ખાલેશ દીલથી એકદમ કબુલ રાખુંછ; પણ હવે આવા સંજોગોમાં બી આપરે મલતા ભેટતા નહી થઇ જઇએ એ તો હું મનસનીથી માનુંછ કે મરગરજાત ગુનાહનું કામ છે !"

"હવે જાની. ગુનાહ ને સવાબવાલા !" હવે બજીનું એકદમ ઉભરાઇ ગયું. તે આટલો વાર વેર ચુપ બેઠો હતો, કેમંક તેની તો અજાયબીજ નહી ભાગતી હતી. વરસોનાં વરસો પછી મેહેલ્લી તદન નહીં ધારેલો ને અણબોલાવ્યો એ મુજબ તેને ત્યાં ધસી આવ્યો એ કાંઈ તેને એટલું અજબ કરનારૂં ને ગભરાવનારૂં થઇ પડયું કે થોડો વખત તક જાણે તે ઘરડા વાંદરની જબાંજ ખેંચાઈ ગઇ !

"મોટો સવાબનો ટોસો હાંસલ કરવાવાલો આયોછ !' તે ડોસાએ જારી રાખ્યું. "તાહરા પાપના પોથા બધા ખુલ્લા કરસ તો ફીકરી બી ફાટી જસે તેનો અહીં આયા અગાઉ કંઇ વીચાર બી કીધોતો કે ?"

"એવાં તે મહારાં શું એક પાપ છે જે ?" મેહેલ્લીએ હજી પુરતી નાંખતી સાથે હસીને પુછયું.

"યાદ દેવરાઉં ખરો કે ?" બજીએ કીના અને કપટથી બખાલ્યું; "મહારી જુવાંનીમાં પેહેલવેહેલ્લું જે કાજ નકકી થયુંતું તેમાં દગા ફટકાથી ભંગાણ પરાવનાર તુંજ દોજખી કે કોઇ બીજો ? બીજી મરતબા, તે પછી, પેલી બપઇ સાથે મહારૂં કાજ નક્કી થયું ત્યારે બી તે આગલાં કાજને લગતું

તાહરૂં પાપ કબુલ કરીને એ નવું કાજ બી ભંગાવી નાંખવા તૈયાર થયલો તુંજ કમીનો કે કોઇ બીજો? તહારા પેલા રાઉસ દોસ્ત નસલી રાજા આગળ કલબમાં એક દહારે એ બધા ગલીચ એકરારો કરનાર પાપી પલીદ તુંજ કેની?"

મેહેલ્લી આ ટીપણું સાંભળતાં જરા જંખવાણો થયો. તેણે તરત જોઇ લીધું ને યાદ કરયું કે બજીનું બપઇ સાથે કારજ થવાનું કલબમાં તેને લખાઇ આવ્યું હતું તે દરમ્યાનમાં, વરસોની વાતપર, નસલી રાજા આગલ તે એક દાહાડે એ બધું પતરાજીનું બોલ્યો હતો ખરો, કે જે પેલા સોહલુ દાવર ઉર્ફે કલેજાંફેરોસે અજાંણો થઇને બધું સમજી લીધેલું હોવું જોઇએ, અને પૈસા બદલ પોતે વેચાઇને તેણે પછીથી બજીને એ બધી બાનમીઓ આપી દીધેલી હોવી જોઇએ; અને ત્યારે બજી તેના સામે કીના અને કપટથી એટલો ઉસ્કેરાયો તેમાં કાંઈ અજબ થવા જેવું હોય?

"હું એ બધું નામુકકર નથી જતો, બજી," મેહેલ્લીએ, એમ જતાં, હજી નાંખતીથીજ તેને સમજાવી લેવાની કોશેશ કરતાં કહયું "ખરૂં કેહું તો તમારાં પેહેલા કાજમાં જે મેં ભંગાણ પરાવ્યું તેમાં તો તમારૂં ભલું કરવાનીજ માહરી નૈયત હતી. તે ઓરત આપરાં ઘેર લાયક નહી ઉતી. તેની ચાલ-ચલણ વીષે મને ઘણી પકકી માહીતી મલેલી ઉતી"

"એ બધું વાહીયાત છે, ચુપ કર!" બજીએ જીવ જીકાર્યો. "માહરા પણવાથી તારો વારસો લુટાય તેથી તું દગારો લુચ્ચો મને પણવા નહી દેતોતો એજ ખરી વાત છે"

"ચાલો વારૂં, એમ તો એમ! હવે એટલુંજ કેની?"

"એટલું તે કેમ છે? હજુર તો ઘણુ છે!" બજીએ

એક સરપને મલતા આવતા સણસણાતથી કહયું; "પેલી માહરી ખોટી સહીની ફૅારજરી કીધીતી તે કાંય ભુલી જાયછ?"

"તે તો તમે જાણીબુઝીને ખોટુંજ ગરે પરોછ, ને તેને વાસ્તે દાદારને બાર તમુને જવાબ દેવો ઘણો ભારી પરસે," મેહેલ્લીએ હવે જરા ઉસ્કેરાતાં ને ગરમ થતાં કહયું.

"ને બપઇને ગુમ કરવામાં બી તહારો હાથ ઉતોજ નહીં કે? તે બીચારીનું ખુંન બી નામુકકરજ જા ની? તે વાતમાં બી તહારો કશો હાથ ઉતોજ નહીં એમ બુલ્લો નન-નોજ વાસ ની?"

"એક લાખ વખત નહી," મેહેલ્લીએ વધતો ઉસ્કેરાતાં કહયું; "એ બી તમારૂં માહરીપર એક ગલીચ અને ઘણું જબુન તોહમત છે તે ઓરતને શીફરૂં થતુંતું એ વાત તો તમો કબુલ કરોછ કેની? કાંય નહી ત્યારે તે એવા કોઈ એક અચબુચ થયલા 'ઍટેક'નાં ઝનુનમાં કેઠે ચાલી ગઇ હોય, અને એ રીતે કેઠે જઇને પુરી થઇ ગઇ હોય?"

"અને ત્યારે તેની લાસ વટીક હાથ નહી આવે—એમ કે?" બજીએ વળી એક જંગલી હેવાંનની રવેસે કપટથી ઘુર-ઘાને કહયું. "જા-જા, કમીના, હવે એવા ચેલા ગાંડા લેપરા લગાવીને વધારે મને ખીજવ ના. ઉપરથી ખોદાય ફિતરી આવશે તોબી હું તો એ તાહરી બધી બેહુંદી વાત માનવાનો કે તુંને એ વાસ્તે માફ કરવાનો નથી"

"નહીજ?"

"નહી! અને તેથી આયોછ તેવો હવે આબરૂ ઇજતમાં અહીંથી પાછો ચાલ્યો જા," બજી કસાઇએ ઠરાવથી કહયું.

"જો-ખુદાને વાસ્તે એમ ના કરો! એમ કરીને તમે

શું સાર કાહારવાના ને હાંસલ પામવાના છેઓ?" મેહુલ્લીએ હજી બી વિનંતીથી સહમજાવ્યું: "આપરે બે લરી મરયે તેમાં નીરદોશ બચ્ચાં બીચારાં કાંય હલ્લાક થવાં જોઇએ? લેવો—માહરો હાથ કબુલ રાખો ને મને માફ કરો."

મગર બજીએ મોટા તુચ્છકારની એક અજાત સાથે, મારીની તલબગારીમાં, ઘણી મોહબત વચ્ચે તેની આગળ લંબાયલો તે હાથ પોતાની બાજુમાંથી દુર ફેંકી દીધો.

"મને વધારે ઉશ્કેર ના!" તેણે ગુસ્સાથી બરાડ મારી પોતાની બેઠકમાંથી ચમકી ઉઠતાં ને રગેરગ ધુજતાં કહયું; જા. હવે ભરયા ભારમાં તાહરૂં અત્રેથી કાળું કરી જા હું તુંને માફ કરીને તુંને કે તાહરા દુકતાંઓને કદી બી માહરાં અતલગમાં પાછો દાખલ થવા દેવાનો નથી. ચાલ, ચાલ્યો જા!"—અને કહેવાને અજબ જેવું છે કે તે ઘરડાએ અજબ જેવાં ઝનુનનાં જોશમાં ખુરસીપર ગોઠવાઇને બેઠેલા મેહેલ્લીનું પાંખડુ વટીક પકડીને તેને બહાર ખેંચી કાઢયો, અને વળી બારણાં તરફનો એક ઘાટકી ધકેલો મારયો.

મેહેલ્લી હવે તેથી ત્યાં થોભ્યો નહી તેને થોભવામાં સાર કે શોભાજ નહી રહી તેનો પીત્તો ઉછલી આવ્યો હતો, અને તે કાંઇ વાંકું ટીકું ધીરજ ખોઇ દઇને મોંમાંથા બોલી દીએ તો તેઓ બંને હાથોહાથ થઇ જાય એવોજ બધો મામલો હતો. એટલામાટે તે બીચારો જયાદા કશું બોલ્યો વટીક નહીં તે ફકત લોહીનો ગોટ ગલી, ગુપચુપ, હેરાંન પરેશાંન અને રડમસ. એવા એ કસાઇ સરખા ભાઈની આ કીસમની સખ્તાઇ ઉપર મનથી સદહજાર લ્યાનત વરસાવતો, નાઉમેદ, બજીનો ઓરડો છોડી ગુપચુપ બાહેર ચાલતો થયો.

---

## પ્રકરણ ૨૯ મું.



તેને એટલાપરજ સોહલી મલ્યો.

"કાંય, કાકાજી, પપા કંઇ સહમજ્યા કે?" તેણે આતુરતાથી પુછ્યું.

"એ શું સમજતોતો, દીકરા, એનું કપારં?" મેહેલ્લીએ ઘણા ગુસ્સા અને ખીજવાત વચ્ચે કહ્યું; "એતો જીવસે જાગશે ત્યાં સુધી બધાંને સતાવસે."

"પણ લોકોમાં આપરી હસી થાયચ્છ!" સોહલીએ ભવાંપર ગુસ્સાનો ચોલ્લો ચહરાવીને કહ્યું; "એવણને શું છે? એવણની એવી બેહુંદી હઠના લોકો તરેહવાર ને મન ભાવતા મીનીગો ઉઠાવેચ્છ!"

"કાન્ટ હૅલ્પ, માઇ બૉય; લોકને બોલવા દે," મેહેલ્લીએ નાચારીથી કહ્યું. "આપરે આપરૂં બનતું કરી જોયું. હવે તો એ છે ત્યાં સુધી હું જોઉંચ્છ કે એ લગનનો ખ્યાલ કરવો બી બેવકુફી છે."—અને સોહલીને ઉતાવલમાં શેકહેન્ડ કરી તે ઘણી દીલગીરી વચ્ચે ત્યાંથી તે પછીથી તરત જતો રહયો.

* * *

રાત પડેલી હતી. બતીઓ તરતની થયા પછીથી બજી પોતાના ઓરડાનાં માનીતાં ખુણાંમાંની ઇઝીચૅરમાં અરધાં અંધારા વચ્ચે એકલો બેઠેલો હતો. તેના ઓરડાની ગૅસ ધામા આચે બલતી હતી.

સોહલી થોડોક વખત આગમચનોજ ત્યાં આવી ગયો હતો, અને તેણે એ બુઢાને સહમજાવવાને વાસ્તે ફરીથી અને ફરીથી ઘણી જેહમત કરી જોઇ હતી. તેણે દાખલા દલીલો સાથે તકરાર ઉઠાવી, અને અનેક મુદ્દાઓ મેલવીને તે મુદઇને મનાવા જોગી ઘણી એક મીનત કીધી; પણ તે સઘળું પથ્થર પર પાણી રેડવા જેવુંજ મિથ્યા પુરવાર થયું–એટલે સુધી કે તેણે છેલ્લે અંતે ખીજવાઇને સોહલ્લીને હડધુત કરી પાછો પોતાની આગળથી હાંકી વટીક મેલ્યો.

તે પછી, ઉપર કેહેવા મુજબ, તે અરધાં અંધારાં વચ્ચે એકલો પડેલો હતો તેટલાં તેની બારીની પાસે કાંઇ ખખડાટ થયો, અને તેણે આંખ ખોલીને જોયું તો તે અંદર આવનાર કોઇ ઓરત હતી!

તે કયાંથી આવી! બારીએથી કુદીને આવી કે બારણાંમાં થઇને આવી? તે કોણ હતી?

બજી પેહલ્લાં તો સહુમજ્યો કે તે બીબઇ હશે, અને તે પોતાના દીકરા તરફથી વળી વકીલ થઇને તેનાં લગનનુંજ મોસારૂં લઇ આવી હશે.

પણ નહીં. ખરેખર તો તેને વિચાર કરવાનો વખતજ મલ્યો નહીં! તે અબળાએ ઝપાટામાં જઇને ગૅસ એકદમ વધારી અને તેજ કરી, અને ત્યારે તેણે જોયું કે તે અબળા પોતે દેખીતી કોઇ પરઇ હતી, તોપણ તેની ચાલ ઢાલ અને ચેહેરો વિગેરે સઘળું તેને કાંઇ ઘણું ધ્યાનમાં આવતું હતું!

તે પોતાની ખુરસીમાં અલેટાયલો હતો તે હવે ચમકી ઉઠીને બેઠો.

"તમે કોણ છોઆરે? અહી શું માગોચ? અત્યારે એક-

દમ રજા વગર અંદર કેમ ઘુસી આયાં?" તેણે તકાજો કરીને પુછ્યું.

તે બૈરી મોટે સાહદે તુચ્છકારનું હસી.

તે કોઇ ચીંદડેહાલ કે ભમાતુ જેવી ન હતી, અને તેનો પગથી માથાં સુધીનો પેહેરવેશ પુરતો સુઘડ અને ટીકટાક હતો.

"મને ભુલી બી ગીયા કે બજી?" તેણીએ તુચ્છકારનું હસતાં પુછ્યું. "તમે પોતે પોતાના હારકાં પાસરાં બી ઓરખી નથી શકતા કે શું?"

"પણ—પણ તું કોણ છે?" બજીએ વધતા ગભરાતમાં ઉભો થતાં ને તોતરો બોબરો થતાં પુછ્યું. "તું – તું શું બપઇ છે?"

"હા, હવે તો ઓરખી કેની?" તે નવી આવનાર જે કોઇજ નહી પણ બજીની વરસોપર અચણુચ ગુમ થયલી આગલી પરણેતર બપઇ હતી તેણે પોતે બેસતાં અને બજીને પણ બેસવાની ફરજ પાડતાં કહયું; "પણ ચુપકા રહી જનઓ જરા બી ગરબર ના થવા દેઓ. હું અહીં આવીછ એમ કોઇએ બી અત્રે જાણવું નહીં જોઇએ, નહીં તો મહારા કરતાં તમારી ખરાબી ને ફજેતી ઘણી વધારે થઇ જશે. જીવતી બૈરીપર બીજી બૈરી કરવાની સરકારમાં સું સજા છે તે જનણોછ કેની?"

બજી થથરી ગયો.

આ ધણીમુઇ આવીજ કયાંથી? તે કહેવા શું માંગતી હતી? વરસોનાં વરસો તક તે કયાં દટાઈ રહી હતી? ને મુવેલાંઓમાંથી તો પાછી નહીં આવી હોય? તે જીવતી હતી કે

મુવેલી? તે અપઇ હતી કે અપઇનો ભુત?

"તમે મને શું એકદમ ખરેખર નહીંજ ઓળખી શકયા, અજી?"

"ખચ્ચીતજ નહીં," અજીએ હજી પોતાની ભારે તાજુબીમાંથી ફારેગ થયા વીના જવાબ કરયો.

તે ઘણોજ ગુંચવાયો ને ઘણોજ ગભરાયો. આજે તેનાં ઘરમાં એ શું થયું હતું ! બધાં નહીં ધારેલાં ને વરસો તકનાં નાબુદ થયલાંઓજ કેમ અને કયાંથી ઉતરી પડયાં હતાં ! કાંઇ દેવસ્થાન તો નહીં ઉલટયું હતું ? મેહેલ્લી એજ કાસમે આવીને મલી ગયો હતો, અને તેની પછવાડે વળી મુવેલાંઓ વચ્ચેથીજ ફુટી નીકળી હોય તેમ રહી સહી આ બાપલાખાધી અપઇ પણ આવી લાગી હતી!!

"ઓહો ના, અજી, હું ભુત નથી. માહરામાં ફેરફાર ઘણો થયોછ, પણ હું તમારી અપઇજ છેઉં." અપઇએ કહયું,— અને ખરેખર અજીએ જોયું કે તે ઓરતમાં હદ વગરનો ફેરફાર થઇ ગયો હતો. તે આંગમાં ઘણી ફેલાઇ ગઈ હતી, અને તેનામાં જે થોડો ઘણો ખુબસુરતીનો બાહર હતો તે બધો તમામ નાબુદ થઇ ગયો હતો. તેના બાલ પાકીને સફેદ બરફ જેવા થઇ ગયા હતા, અને તે ઘરડી થઇ ગયલી નજરે આવતી હતીઃ મગર પૈસા ટકાથી તે કશી રીતે મોહતાજ હોય એમ જણાતું હતું નહી. તેના ચેહેરા તેમજ પોશાકપરથી જોઇ લેવાતું હતું કે તે મુફલેસી કે તંગીમાં હતીજ નહીં, અને તેથી હાલ કાંઇ પૈસા ઓકાવવાની મતલબથી તે પોતાના એક વારના ભરથાર આગલ આવી હતી એવું મુતલગજ દેખાતું ન હતું.

"તું શું ધુર મુકવા અહીં આવીચ?" બજીએ ગુસ્સાથી પુછ્યું. 'તુંને કાંઇ સુધલો છે? તુંને તાહરૂં પોતાનું ભાન છે? માહરે ત્યાં બૈરી છોકરાં છે તેની તુંને ખબર છે? તે લોક તુંને જોશે તો માહરા શુ હાલ થશે? તું ગેઇ તો હવે મરીજ કાંય નહી ગેઇ ને મરીજ કાંએ નહીં રેહી?"

"હું તેજ બધું તમોને સહમજાવવા આવીચ," બપઇએ કહયું. "હું અત્રે તમારી પરણેતર તરીકે જાહેર થાઉં તો માહરા ને ખાસકરીને તમારા જે ફેસ્તા ને ફજેતવારા થાય તે બધું માહરા ખ્યાલમાં છે; પણ તે ફજેતવારો નહી થાય એવી રીતે વરતવાનું તમારાજ હાથમાં રેહસે. હવે ત્યારે બેસો જરા નીરાંત કરીને પાંચ મીનીટ, ને હું કેહુંચ તે બધું ધ્યાનથી સાંભરે!"

અને બજી બેઠો. તે ગભરાયલો બીહીધેલો હબતેલો જેવો તેણીને શું કેહેવું હતું તે અતી ઘણી આતુરતા વચ્ચે સાંભળવા, તેના હુકમ મુજબ, જીવ ઠેકવી, જીવપર જેહેમત કરીને જરા નીરાંત કરીં તેની સામે બેઠો!

## પ્રકરણ ૩૦ મું.



તેની તો ગમે એ કરતાં અજાયબીજ ભાગતી ન હતી એ મરી ગયલી, વરસોનાં વરસો સુધી ગુમ અને નાબુદ થઇ ગયલી, અચબુચ ઝબકી ઉઠીને ફુટી નીકળીજ ક્યાંથી ને આવીજ કેમ? તે લોકોનાં મનમાંથી ભુસાઇ ગયલી ને તેની પોતાની યાદમાંથી વટીક ભુલાઇ ગયલી, દાબડામાંના ભુતની

મીસાલે, મુવેલાંઓ વચ્ચેથીજ પાછી ફરી હોય તેમ પાછી ફરીજ કયાંથી ?

" હું સોહલીનાં લગન બાબે તમારી સાથે વાત કરવા બલ્કે નમોને હા ભણવાની ફરજ પારવા આવીછ," બપઇએ હવે એ નવાઇ જેવી મીલાકાતને લગતી પોતાની મકસદપર એકદમ આવી જતાં કહયું. "તમે માહરાં કેહેવાનાં ખુંન બાબે પેલા ગરીબ મેહેલ્લીને વરસોનાં વરસથી સતાવતા ને ગરે પરતા આયાછ તે ઘણુ દોજખી છે, ને માહરા બુઢાપામાં જયારે મેં નેકીની રાહ અખત્યાર કરીને માહરાં આગલાં નહી માફ થઇ શકે એવાં પાપોની તોજેશ કરવા માંડીછ ત્યારે હવે એ ગેર-ઇનસાફ બાબે હું વધારે વાર ચુપ રહી શકતી નથી."

મગર બજીને તો આ બધું "ગ્રીક" હતું ! એ ધણીમુઇ કેહેતી શું હતી ? એ કેહેવાજ શું માંગતી હતી ? તેના ને તેની ભાબઇના દીકરા સોહલી સાથે એને શું સ્નાનસુતક જે હવે વળી રહીસહી એ તેનાં લગનની "ગ્રીક" ઉપાડીને આ ફીસમે તેની પાસ જોરજુલમની 'હા' ભણાવા આવી હતી ?

" એ બધી તાહરા નેકી ને ગુનાહની મહારા આગલ પત રાજી મારવાનું રેહવા દે," હવે અંને બજીનું ઉપડયું ને તે ઉખડયો. "પેહેલ્લાં મને બતાવ ને સમજાવ કે તુ માહરૂં ઘેર-બાર મુકીને કીયાં ભસ્તાંમાં જઇને વરસોનાં વરસો વેર દટઈ રેહીતી ? પેહલ્લે તાહરી વાત કર—પછી માહરી અને માહરાં ઘેરની વાતમાં એમ ડાહી કાગરી થઇને માંથુ મારવા આવજે. તુંને ખબર છે કે મેં તો તુંને મુવેલી માનીને તાહરા દાહરા દોસા વટીક કરાવ્યાચ ?"

"હું તે જાણુંછ," સુધારાની અને નેકીની રાહ અખત્યાર

કરી ચુકેલી બપઇએ, પોતાના ગમે એવા પસતાવા છતાં, બજીની આ ભોલાઇથી થોડીક ગમત પામીને કહયું. "મને એ તો બધી વાતની ખબર ઉતી, પણ અત્યાર તુલક તમે પેલા બિચારા મેહેલ્લીને સતાવા ને ગરે પરવાનું મુકયું તું નહીં તેજ વાતની મને ખબર નહીં ઉતી. તે મેં છેક હવરે હવરેજ જાણયુંછ, ને જયારે તે બાબે મહારી ધીરજ નહીંજ રેહી શકી ત્યારે તમુને એકાંતમાં એક વખત મલી લેવાનો ઠરાવ કરીને હું આજે અહીં સુધી આવી."

"ને ત્યારે અત્યાર સુધી કોયાં દોજખમાં મરી રેહીતી?"

"તે દોજખજ ઉતું, કેમકે મેં ભરેલું કદમ પાપનું, નામોશીનું ને મોટી ખોહારીનું ઉતું," બપઇએ કાંઇક ગમગીનીથી ને પુરતી ગંભીરતાથી કહયું; "પણ જવા દેઓ–તે વાત કરવામાં હવે હાંસલ કશી નથી. ટુંકમા એટલુંજ જાણો કે પેલા લુચ્ચા ને કમીના સોહલુ કલેજાંફરોસે મને ગરદન મારીતી, ને માહરાં વરસની રાતની પાર્ટીમાંથીજ તે મને તમારે તાંહાંથી નહસારી લેઇ ગીયોતો. હું તે વખતે તદન અભણ, કાચી અકકલની ને દુન્યાદારીથી બીલકુલ બેખબર ઉતી, જેથી તે લુચ્ચાનાં હુલકાવ્યાપર હુલકઈ જઇને મેં માહરાં હીરાને ઓરેનાં સુખને ઠોકર મારી, ને હું ધનને ટગલેથી ઉતરીને ધુરને ટગલે જઇ બેઠી; પણ તેની સજામાં મેં ઘણું પુરતું ખમ્યુંછ, ને સોહલુ બી પોતાનાં કીધાં કરતુકનો જવાબ આપવા માહરી આગમચ દાદારની દરબાહે પુગી ગીયોચ"

અને, બજી તો તાટ થઈ ગયો! તેની પરણેતરનાં નજીસ પાપનો આ શરમભરયો એકરાર સાંભળતાં તેની તો ગુસ્સા અજાયબી ને ગભરાતથી જાંણે વાચા વટીક ગુમ થઈ ગઈ.

"મેં ખરેખર ઘણું ખમ્યું છ," બપઇએ જરા વારે ગમ ખાઇને કહયું. "અમે ગીયાં ને ગીયાં એવી ફીસમે ગીયાં જે જાંણે માહરી ખરખજ ખુડી જાય ને માહરો પતોજ કોઇને હાથ લાગે નહી. તે વખતે મને માહરી કાચી બુધ્ધીએ તે બધું ઘણું મજાહનું મજાહનુ લાગું, પણ પછી જયારે હું છતી આંખે આંધરી થઈ જવાની સઝામાં દેકેદેકે મરઇ ત્યારેજ માહરાં એ પલીદ પાપ બાબે માહરી આંખ ખુલી ગેઇ, ને હાલ છેલ્લાં છ વરસ થયાં હું સખ્ખત નેકી ને નીતીથી રહેલી છેઉં. મેં માહરા ગુનાહની તોબ્જેશ ઘણી કીધીછ, ને મને લાગેછ જે પરવરદેગારે તે માહરી તોબ્જેશ બાહાલ રાખેલી છે, વાસ્તે એક છેલ્લી નેકીનાં કામ તરીકે હવે હાલમાં હું સોહ-લીનાં લગન બાબે તમારી 'હા' મેલવવા આવીચ."

"મોટી 'હા' મેલવવાવારી આવીચ!" બહુએ મોટા તુચ્છકારથી કહયું.

"હા કેહેવુંજ પરશે," બપઇએ ચમકીને ઠરાવથી કહયું. તે ધણીમુઇ તો જાણે આજે મેહતાજી થઇનેજ ત્યાં આવી હતી!! "તમારી મુંડી મહારા હાથમાં છે," તેણીએ જારી રાખ્યું. "મેં અત્યાર વેર તમુને સતાવ્યા નથી ને હું માહરે મારગે મરી રેહીચ, પણ જો તમે મને જાહેર થવાની ફરજ પારશો તો હું તમારી જીવતી જાગતી બૈરી તરીકે જાહેર થવશ. મેં તો એ વાતના સપન લીધેલા છે, વાસ્તે તમે અમથા ટેંટું કરવાનું છોરી દેઓ, ને હું સમજાઉંચ તેમ સલુકથી સમજી જાઓ. તોજ હું તમારો પીછો મુકશ, ને અત્યાર વેર ખુણેખાંચરે મરી રહેલી ઉતી તેમ માહરાં એકાંતમાં મરી રેહવા ગુપચુપ પાછી ચાલી જવશ."

બજી ચુપ રહયો; તે શું કહે?

"તમે ભઇ નહીં પણ એક ખરા કસઇજ બીચારા ગરીબ મેહેલ્લીના બાબમાં તો પુરવાર થયાછ," બપઇએ વળી જારી રાખ્યું. "તમારી સમજાવત ને ઉસ્કેરણીથી હું બી પહેલી હરોલમાં તેની દુસ્મેન થઇ લાગીતી, પણ પછી મેં એને દુરથી ને દુરથી ઘણો તપાસ્યોય ને એના વગર વાંકે તમે બીચારાં ગાય ગોસપંદ જેવાં છોકરાંઓને બી સંતાપોછ ને હલાક કરોછ તે માહરાથી નહીં ખમાવાને લીધેજ હું અહીં સુધી જીવપર ખેરીને ચાલી આવીછ. હવે માહરૂં માનો—માહરૂં સમજો! જો હું માથું ફેરવીને જાહેર થવશ તો માહરી તો ફજેતીજ થઇને રેહશે, પણ તમારી ખરાબી કેવી થશે તેનો તમુને ખ્યાલ છે? આએ ઘડડેઘરપણ છેક મરતે દાહરે એવી રીતે બધાંનો હુરયો ઉડારવા ને તમે પોતે જેલમાં જવા તૈયાર છેઓ?"

"અરે જા, ચંડાલ, તાહરેથી થાય તે કર!" બજીએ હવે છેક છેલ્લેજ પાટલે બેસનાં બધો બધો જીવ છુકાતી નાંખ્યો.

"હજી ત્યારે તમારી શુધ્ધ પુરી ઉઘરી નથી?" બપઇએ પાછો થથરાવ્યો. "માહરી હસ્તી ને હયાતી જાહેર થવાથી બીજી શું ખરાબી થશે તેનો તમોને ખ્યાલ છે કે? જે અટકાવવાને વાસ્તે તમે જીંદગીભર તમારો બધો જાન પટકી નાંખ્યોછ તેજ સાબુ આવીને ઉભું રેહશે તે ધ્યાંન છે? હું હઇયાત હોવાથી આએ ભીખઇ સાથનાં તમારાં લગન એક લેહજામાં ગેરકાયદ પુરવાર થશે, ને ત્યારે તમારો સોહલી હકદાર નહી ઠરવાને લીધે મેહેલ્લી ને તેના દીકરાઓજ તમારી તમામ દોલત ને માલમીલકતના વારસ થશે!"

"ઓ!" બજીએ બરાડ મારી. કશાંથી નહી પણ એ ફીકરથી તે ઘાયલ ને માહાત થયો. તેણે પેલીની એ તકરારમાં પુષ્કલ વજુદ જોયું. એ તો એક એવી વાત હતી કે એક પોરયું બી સમજી શકે! એ તો તેજ થતું હતું કે જે અટકાવા તે એ લગન સાંમે અત્યાર તક અજબ જેવી બજીદાઇથી આંખ આડા કાન કરી બેઠો હતો!

તેજ? તેથી બી લખ્ખોવાર વધારે બદતર! જો તે એ લગનને બાહાલી આપે તો "મેહેલ્લીની દુકતી" તેને ઘેર રાજ કરતી રાણી બની આવી શકે ખરી, પણ તેનો વારસ ને તેની દોલતો મીલકતનો માલીક તો તેનો દીકરો સોહલીજ રહે કની? મગર જો તે એ લગનજ નાકબુલ રાખે ને માથાંની ફેરાવન બપઇ પોતાની હસ્તી જાહેરમાંજ લાવે તો પછી તો થઇજ ચુકયું! સોહરાબ ગેરકાયદે ફરઝંદ ઠડવાથી, ખરેખર પેલીએ બતાવ્યું તેમ, બધુ મેહેલ્લીનાં ને મેહેલ્લીવાલાંઓનાંજ કપાલમાં ડાહામ દેવાએ,–આ તે એ બજી કસઇ કેમ ખમી શકે?

"શું કેહોચ?" બપઇએ જરા વારે તરત પાછો તકાજો કીધો "હા કે ના જે તે જલદી ભસી દેઓ! તમો ના કેહો તેની માહરાં ખાસરાંને બી દરકાર નથી. ના કેહેવી હોય તો ના કેહો. હું અહીથી જવશ તેવીજ મેહેલ્લી પાસે જવશ ને જાહેર થવશ. યા તો તમે પોતે તેની માફ માગવા જાઓ, નહીં તો હું પોતે જાહેર થવા જાઉં. કીયું? શું? કેહી દેઓ જે તે!"

આ તો ધણી મુઇ જાંણે ઘોડે ચઢી આવી હતી! આ તો રણુપરજ ચઢી હતી! બજી દબી ગયો. તે થથરી ગયો.

"તું ઘણી પાપી ઓરત છે; તું પાપી પલીદ છે," તેણે નાચારીના મોટા નીસાસા સાથે કહયું.

"હું પાપી ઉતી પણ હવે નથી," બપઇએ સમજાવ્યું. "મેં લીલીસુકકી ઘણી જોઇ ને હું થેસઇ ઘરઇને હવે ડાહી પાકકી થયલી છેઉં. તમોને આંખ હોય તો તમારે જોવું જોઇએ કે હું કંઇ માહરી પોતાની કોઇ મતલબ સાંધવા અત્રે આજે આવી નથી. મેં તો સુધરીને ખુદાઇ રાહ અખત્યાર કરેલી છે, એટલે મને હવે માહરી પોતાની કોઇ મતલબ કાહરી લેવાની દરકાર બી પણ નથી. મેહેલ્લીને તમો મલતા થઇ જાઓ ને સોહલી તેહમીને પરણે કે નહીં તે બધી વાત સાથે મને પોતાને કાઇજ સનાનસુતક નથી, પણ હું તો ઇનસાફને ખાતર આવેલી છેઉ. ખરાંનું મારે તો ખરૂં કરાવવું છે. મેહેલ્લીને બીચારાને તમો મહારે લીધે વગોવ્યા કરતાથા તેને માંથેની એ કાળી ટીલી ધોઇ કહરાવ્યા વગર માહરા જીવને ચેન પરયું નહીં તેથી હું તો આવેલી છેઉં. તમે ફકત એ છોકરાંઓનાં લગન વાસ્તે હા કેહો ને એ લગન થવા દેઓ, પછી હું તમારે રસ્તે આવવાની નથી. સારે માઠે બી હું તમારે તાંહાં ફરીથી ફટકવાની કે દેખાવાની નથી. હું આજવેર તમારે મન ને બધી આપરી ઓલખપીછાણવાલી દુન્યાને મન. જેમ મરી ગીએલી ઉતી તેમ મુવેલીજ રેહવશ. હું આવીચ તેવીજ વગર ગરબર કરવે અહીંથી પાછી જતી રહેવશ, પણ તમુને તમારૂં વચન તો પાલવુંજ પરશે, ને તેની હું દુરથી બી પુરતી તલ્લાસ રાખશ."

બજી માહાત થયો. તે અંતે તાબે થયો. તેણે વિજળીને વેગે ઘણાં ઘણાં પાટયાં ગોઠવ્યાં ને ઘણા ઘણા વિચારો મનમાં

કરી જોયા, પણ એકમાં બી તેણે પોતાની મતલબને પેશ પડતી ફાવત જોઇ નહી, એટલે હારીને, બીન્ન બીન્ન દુ:ખી થઇને બી, તેણે "હા" ભણવીજ પડી!

. "જા, તાહરૂં કારૂં કર," તેણે ઘણાંજ દુખી દેમાગે કહ્યું, "જા, હું એ લગન થવા દેવશ.'

"એમ નહીં," પેલી સરકશ તો હજુ સાંમી થઇ! "તમારેજ મેહેલ્લીની પાસે માફ માંગવા જવું પરશે. તમે માફ કરતા ને માફ માંગતા જાઓ. "વધતા વિચારે મને એજ ગમ્યું" એવું બાંહાણું અરાવજો, ને તે વાસ્તે તમે સહવાર ને સહવાર મેહેલ્લીને તાંહાં જશો એવા પાક પરવરદેગારના પવીત્ર નામના કસમ ખાઓ!"

"જા, બાપુ, જા, મર, હું કસમ ખાઉંચ," મુશકીલથી સાંભળી શકાય એવા દબાયલા અવાજે બજીએ કહયું—અને બપઇ હવેજ પુરતો સંતોષ પામેલી દેખાઇ.

તે હવે જવા ઉઠી.

"હું જાઉંચ ત્યારે," તેણીએ કહયું. "ખુદા હવે તમારી જૈરીના બાકીના દાહારામાં તમને બધું સારૂંજ સુજારે! મેહેલ્લી સાથની એ વેરસી અદાવત હવે બધી ભુલી જજો ને દાટી દેજો. તે ઘણો લાયક આદમી છે. તેની બઇરી માહરી અતલગ છે, ને તે કેવી ભલી છે તે હું જાણુંચ. એ બધું આખું કુટુંબ માગે બાપ જેવુંજ અસીલ ને ભલું છે, ને એ બધાં છોકરાંઓને બી તમારાંજ કરી લેજો. તે લોક હજી બી તમારો બુઢાપો ઠેરવશે, ને લે ચાલો, હવે સદાની સાહેબજી."

અને તે ગઇ. તેણીએ એક ઝપાટે ગૅસ પાછી ધીમી કરી નાંખી, ને પછી બજી પોતાની અજાયબીમાંથી ફારેગ થઈ

શકે તે આગમચ તો બારણાં આગલના સ્ક્રીનની ઓથે જઇને તે અલોપ થઇ ગઇ !

ખચ્ચીત, ખચ્ચીત, તે બજીને એક મોજેજો ભાસ્યો. તે મુવાંઓ વચ્ચેથીજ તો નહીં આવી હોય ? તે બજીનો આશરો છોડીને ગયલી અત્યાર તક ક્યાં હતી ને ક્યાં હાલમાં રહી હતી તે બી—તેને હવે પસ્તાવો થયો કે-તેણે ઉજબખ જેવાએ તેને પુછ્યું નહીં. તે પોલીસની આવી ચાંપતી જુસ્તજુ વટીક કેમ છટકાવી શકી હતી તે બી તેણે તો કાંઇ એ ઢાંખરાને સમજાવ્યું નહીં !

તે આખી રાત બજીએ કોરા ઉજાગરાની ગુજનરી.



## પ્રકરણ ૩૧ મું.



તેણે સહવારને પ્રહર મેહેલ્લી કને જવું હતું ! તેને જવુંજ જોઇએ. નહીં જાય ને તે માથાંની ફેરાવન ઓરત, જે અભણ, ઇત્તર, છાલકી, જંગલી જેવી તેના પડખેથી ન્હાઠેલી હવે ડાહી પાકી, અનુભવી, ઘડાયલી ને નીતીમાન હાલ પાછી ફરી હતી તે જો જાહેર થાય તો સત્યાનાસપર સત્યાનાસ વલી જાએ ! તેની પાસ, તેથી, બીજો એકે ઉપાયજ ન હતો, અને જાણે આયંદા તેને વિચાર કરતાં એજ સારૂં ભાસ્યું હોય તેમ તેણે મેહેલ્લીની માફી ને દોસ્તીની તલબ કરતો બીજી સહવારે જવાનું હતું !

તે, એટલામાટે, બીજી સહવારે સકાલે ઉઠયો, ને તૈયાર થઇને તેણે સોહલીને પોતાની પાસે બોલાવ્યો.

"ચાલ, નાસ્તો કરીને જલ્દી તઇઆર થા, દીકરા," તેણે હુકમ આપ્યો.

"કાંએ, કાંહાં જવુંછ જે, પપા?"

"તાહરા મેહેલ્લી કાકાને ઘેર"

સોહલી ભડકયો.

"કાંએ, વરી શું છે?" તેણે ગુસ્સાથી પુછ્યું. તે બીહીકો કે ઢાંખરાનો રાતભર વળી કજ્યો કરી આવવા વાસ્તે કાંઇ કીડો ચવડયો હોવોજ જોઇએ. "વરી કંઇ કજ્યો કરવાનું અધુરૂં રહી ગીયુંછ શું?"

"નહી, દોસ્તી કરવા," બજીએ સોહલીની હદ વગરની અજાયબી વચ્ચે ડોહીનો ગોટ ગલીને કહયું. "હવે માહરે કજ્યાનું મોહરૂં કારૂં કરવુંચ ને દોસ્તી કરી નાંખવીચ. આખી રાત મેં એ બાબે વીચાર કીધોચ. તાહરૂં તે પોરીપર દીલજ લાગુંચ તો મરતે દાહરે હું હવે તમો લોકને જયાદા ટીંગાવી રાખવા નથી માંગતો."

"ઓ માહરા બરા હેતવંતા ને નેક પપા!" ઘણુંજ હેત ને હેસાંનથી સોહલી તે બુઢાને બગલગીર થતાં બોલ્યો; "આખર મેં ધારયુંતું તેજ થયું. હું તો જાણુતોતોજ કે અમુને એમ દુખી દુખી કરેસ એ તમારૂં ખમી-જ નથી."

અલબત, પેહલી હરોલમાં તો સોહલી સમજયો હતો કે તેનો બાપ ઉપલું બધું અનકામાં બોલતો હતો, પણ પછીથી જરા વારમાંજ તે બાબેની તેની ગંભીરતા માટે તેની ખાત્રી થઈ, ને ત્યારે તે પ્યારઘેલો જવાન એકદમ હર્ષઘેલો થયો.

ઓ ખુશાલી ! ખુશાલી ! ખુશાલી !

તે એક લહેજામાં તૈયાર થયો. નાસ્તો કરવાનું તેને ક્યાંથી સુઝે ? તેની જીંદગીનો મોટામાંમોટો અરમાન અંતે પાર પડતો હતો. તે તેના પગોપર ઉભો હતો કે માથાંપર તે વટીક જાણવાનું તેને ભાણ ન હતું !

હવે ટુકું કરશું. સૌ સારૂં જેનું સેવટ સારૂં. સોહલી એક લેહજામાં તૈયાર થયો, ને તે બાપ બેટા પોતાની જોડીની સોહામમાં એક તડાકે નાયગામ મેહેલ્લીને બંગલે પોંહચી ગયા.

ત્યાં બધાં નાસ્તાપર બેઠેલાં હતાં, ને બજી આવ્યો હતો એમ જાણતાં મેહલ્લી એકદમ મોટા ગુસ્સામાં ચમકી ઉઠયો. તેનો સ્વભાવ વશ ન રહયો. તેની નરમીનો એ ખુદો ઘણો અયોગ્ય લાભ લેતો હતો એમજ તેને લાગ્યું, ને તે તેથી કજયો સોહોધતોજ આવ્યો હોય તો (મીઠાં ને તેહમી ને છોકરાંઓની તેને શાંત કરવા ને શાંત થવાની અનેક કાકલુદીભરી સમજાવતો છતાં) તે તો તેને આ વખત હવે ખોખરો કરવાજ બાંહે ચઢાવી ઉઠયો !

પણ જ્યારે બજીની સાથે હસ્તે ચેહેરે તેઓએ હવે સોહલીને બી ત્યાં આવેલો જોયો ત્યારે તે બધા રડમસ બનેલા ચેહેરાઓ એકદમ જાદુઇ અસરથી ઝટ પાછા હસ્તા થયા, અને જ્યારે બજીની દોસ્તીની અચબુચ ઉભરી આવેલી તલબગારીના ખુલાસાઓ રજુ થયા ત્યારે તો તે ન્હાનાં કુટુંબની ખુશાલીનો શું પાર ?

લુચ્છી તેહમી તો હવે કોઇનાં કેહેવાની વાટ જોયા વીના કે કોઇના બી અદબનો સરોપરો રાખ્યા વના દોડી જઇને સોહોલીની બગલમાં ભરાઇ. હવે રજા કોણની લેવી હોય ?

મેહેલ્લીએ પગપાણી કરીને બજીને તે આખો દાહડો પોતાને ત્યાં મેહમાન રાખ્યો, ને ભીખઇ ને રતઇને બી તેડાવી લીધી. તેજ દાહડે છોકરાંઓને રૂપ્યા પેહેરાવાનું નકકી થયું. ભલાં કામમાં ઢીલ કેવી?

રતઈ તો, અલબતાં, થોબરે ને થોબરેજ આવી હતી. તેનું તો પાકીને પલેથર થયું હતું, પણ એવોજ એક વર અપાવાની તેની માએ ભીખઇએ તેને હીંમત આપી હતી તેથી તે જરા સધ્યારો પામેલી આવી હતી. હવે એ નહી ને બીજો! એ બધું, તેણે ધારયું કે, એકતું એકજ!

ઘણી ઢીંગસની તે આદરણી થઇ. ગાણું બજાણું તો હતુંજ. પેલી તમારી ફાટેલાં ઢોલ જેવા સાદવાલી ઘરડીખખ, છોકરાં ઉંઘમાંથી બીહી ઉઠે એવી મકાઇબાઉ "ગૉયનો" મોજુદ ન હતી, પણ ઘરનાં છોકરાંઓનું એવું દીલપઝીર ગાણું બજાણું રજુ થયું કે બજીને બી મનથી ફરજયાત કબુલ કરવું પડયું કે આ જાતની ખરી પેહલા પ્રકારની મોજથી તે હેમક પોતાની એક નજીસ જીદના બાએસથી અત્યાર તક નાહક બાકાત અને અલગ રહયો!

બજીએ હવે બખીલાઇથી કામ લીધું નહી. એક ભલું કામ બીજાને ઉત્તેજન આપે એ કુદરતનો કાયદો છે, ને તેણે તેમજ કામ લીધું. તેણે બાપુકાર જાહેર કરયું ને જાહેર થવા દીધું કે બપઇનાં ગુમ થવામાં તેના ગરીબ ભાઇ મેહેલ્લીનો કશો હાથ હતોજ નહીં એવી પકકે પાયે તેને બાતમી મલી શકી હતી—કે તેણે તેને એ વાતમાં ને પેલી ફૉરજરી વિગેરે તકસીરોના બાબમાં અત્યાર તક જુઠોજ સતાવ્યો હતો, ને હવે પોતાની એ ગુમારાહી બાબે તેની નજર ખુલતાં તે ખુલ્લાં ખાલેશ

દીલથી મેહેલ્લીની માફી શોધતો પોતેજ ચાલી ચલાવીને દોસ્તી કરવા આવ્યો હતો.

આખું ઘર તેથી ખુશખુશાલ હતું. આખું ગામ ખુશ થયું. ભલાંમાં કોણ પોતાની પાંતી રાખવા નહીં માંગે?. જાદી રામશણી ઘરેઘેર હોજો કરપીણ દુશમનઇ માજણ્યાઓમાં વચ્ચે બરપા થયલી ને રાજ કરતી એમજ સદા નાબુદ થજો!

અને ભલી મીઠાંના હરખનું શું પુછશો ' તે પાકજાદ મોહરદાર કે જે પોતાની પવિત્ર અસરની અશોઇથી મેહેલ્લી જેવા એક બીગડેલા જવાંનને એક સૌથી લાયક ભરથાર ને હેતવંતો સરફરાજ બાપ બનાવી શકી હતી! કીરતાર સદા એવી બુલંદ મરતબા. પાકજાદ પરણેતરોની એમજ બોલ-બાલા કરજો!

પછી તો સૌ સારૂંજ થયું. પછી સૌ સુખીજ થયાં. હવે દુ:ખ હોયજ કોણને ને દુ:ખ હોયજ શાનું?

તેહમી એક એવી તો હેતવંતી, એટલી તો કાલજીવંત, એવી તો ફરમાનબરદાર વહુ પુરવાર થઇ—લગન થયાં તેની બી આગમચ પુરવાર થઈ—કે બજી તો એવો ખજાનો અત્યાર તક તે આંધલી ગરૂરીમાં થોકડે મારતો રહીજ કેમ શકયો હશે તેજ કાંઇ સમજી શકતો નથી. તેનો પસ્તાવો, મોડેથી આવેલો ને ફરજ્યાત કરવો પડેલો, મોડો ને ફરજ્યાત છતાં ખરો ને ખરાં દીલનો હતો. તે અસ્યંદા ખરાં હેતથી મનાઇ ગયો, ને મોટા પ્યારમાં બધાં સાથ મલી જઇ પોતે બી તેની જીંદગીની રહાંજે ઘણો સુખીજ થયો.

લગન ઘણી ઢીંગસનાં થયાં હતાં. બધું મુંબઇ તળે ઉપર

થઈ ગયું હતું. જાત પરજાતનો તે એક મોટો દમામદાર ને વગવાલો મેલાવડો હતો. ગવરનર અને લેડી પણ આવ્યાં હતાં, અને એવી એક એ મોટી ધામધુમની "ભલાઇ" જોવા ઘરડો બજી જીવ્યો તે માટે ખુદાને બાર ઘણો શુગરગુજાર થયો.

તે હજી જીવે છે—એ ઘરડો બજી, અને હવે ઘણો સુખી જીવે છે. ભાઇભાઇઓ રોજના મલતા ભેટતા છે, ને તે બે કુટુંબો સંપમેલનાં તમામ સુખમાં મળી જઇને હવે એક થયલાં અતી ઘણાં સુખી સુખ્યારાંજ છે.

